મણકો ૮ મો.

ૐ શ્રી અસિઆઉસાય નમઃ

# સુવાસિત-ફુલડાં

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનારઃ

**ીરચંદ લાલચંદ શાહ રે. આટકોટ, હાલ ધુળીયા.**

દોહરા

નિપજાવ્યાં આ ફુલડાં, નહીં દેવા ઉપદેશ;
વાણી એવાં વર્તને, મતી આપો વિશ્વેષ, ૧

બતાવવા નહીં ચાતુરી, નહીં કૈં વાણી વિલાસ;
ન લોક રંજન કાર્ય આ, નહીં વાહ અભિલાષ. ૨

નિજ મનને સમજાવવાં, જે સ્ફુર્યાં ચિત માંય;
તેના અર્થી હોય જે, ભલે ધરે ઉર માંય. ૩

જન સ્વભાવ છે ભુલનો, હશે ભૂલ ભરપૂર;
હંસ દુધ નીર દાખલે, કરો અનિષ્ટ દૂર. ૪

પ્રત ૧૦૦૦ સંવત્ ૧૯૮૭

મુલ્યઃ ઉંચ અભિલાષ.



આ પુસ્તક ઉમરેઠ ભટવાડી પોળ પાસે આવેલા રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીના સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં ભાઇલાલ ચુનીલાલ જોષીએ છાપ્યું, અને વીરચંદ લાલચંદ શાહે (રે. આટકોટ) ધુળીયામાંથી પ્રસિદ્ધ કર્યું.



# બે બોલ

શરૂઆતમાં દોહરામાં મેં એકરાર કરેલ છે, તે મુજબ આ પદો મારા ચંચળ મનડાને સમજાવવા માટેજ, હૃદયની સ્ફુરણા થઈ તે મુજબ કાલી ઘેલી ભાષામાં રચી તૈયાર કરેલ છે; અને તે છપાવી જનતા સમક્ષ રજુ કરૂં છું. કોઇ અંગીકાર કરવાની ઇચ્છાવાળો હોય તો તેમ કરી શકે છે.

હું પીંગળ નથી ભણ્યો; તેમ બહુ ભાષા જ્ઞાન નથી પરંતુ જે કાંઇ અનુભવ છે, તે આધારે આ પુલડાં રચી શકયો છુ. તે ખાતર પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માનું છું.

આ પુલડાંની વસ્તુ શ્રી ધુળીઆના ઉપાશ્રયમાં—આત્મા અર્થી ક્રિયાપાત્ર ગુણવંત ગુણના ભંડાર શાસ્ત્રોદ્ધારક બાળબ્રહ્મચારી મહાપુરુષ મુનીશ્રી ૧૦૮ **અમુલખ ઋષીજી** મહારાજના વ્યાખ્યાન દ્વારા પ્રાપ્ત કરી શકયો છું. તે ખાતે તેઓશ્રીનો રૂણી છું.

પોતાને માથે અથાગ કામનો બોજો છતાં આ પુલડાં જોઇ, તપાસી સુધારી આપનાર મારા પરમ સ્નેહી રા. રા. ભાઇ બાલકૃષ્ણ કાશીનાથ કવીનો આ જગોએ ઉપકાર માનું છું.

આ પોથીમાં શરૂઆતમાં "ઘરનીતિ" વિષય નાંખેલ છે, તેનું કારણ દેશ પરદેશના વર્તમાન જાણવાવાળાને ઘરમાં-ગામમાં કે દેશમાં શું છે? એ ખબર ભાગ્યેજ હોય છે. કાંઇક એવી અત્યારની પ્રવૃતિને લઈ દાખલો બેસાડવા દાખલ કરેલ છે; કે આવાં ગુણશાળી પાત્રો આપણે ત્યાં છે. તેઓના ઉચ ગુણો ગ્રાહી હોઇ લેવા લાયક છે. છતાં એ વિષય કુલડાંથી નિરાળો રાખ્યો છે.

ભુલચુક માટે ક્ષમા માગું છું.

શુભેચ્છક,

**વીરચંદ લાલચંદ શાહ.**



# સુવાસિત-ફુલડાં

## * અર્પણ-પત્રિકા *

શાર્દૂલ વિ. છંદ

મોંઘેરાં ફુલડાં કરૂં નજર તો, સ્વર્ગસ્થ માબાપને;
ભાવો એ ગમતા હતા નિજ મહી, અર્પું છું એ આપને;
રંગો શ્રેષ્ઠ સુવાસથી મઘમઘે, સૌના મને ગોઠતાં;
ઝીલો વત્સલ સ્નેહથી દ્વિકરમાં, સુવાસથી ફોરતાં. ૧

સેવક:

વીરચંદ લાલચંદ શાહ.

# અનુક્રમણિકા



## ∴ દોહરા ∴

મંછા બચુ નવલ બેનડી, ગરવો ગાભૂ વીર;
સાસરવાસે વીજીયા, ભાંઠરૂ પાંચ ગંભીર. ૧

દીર્ઘાયુ ! તમ બાળકો, સુખમાં રહો સદાય;
મઘમઘતી સુવાસથી, કરો ઉજ્વલ તમ કાય ૨

હૃદય ભાવને નીર્મળો, રાખી પ્રભુ પર પ્રીત;
કામો કરીને ઉજળાં, ભવ સાફલ્ય અચીત. ૩

અખંડ એવાતણે રહો, દિકરીઓ ગુણવાન;
શુભ આશિર્વાદ વીરનો, બનો તમ પુણ્યવાન. ૪



# ઘરવીતિ.

## ૧ વૃતાંત.

### દોહરા.

શૂરી ભૂમિ રસ ભરી, નામ કાઠીયાવાડ;
જાડેજાનું રાજ્ય છે, પોષાતા સહુ લાડ. ૧
જામ કીર્તિવંત રાજાવી, વર્તે મંગળ માળ;
જામનગર શુભ આશરે, આટકોટ સુમહાલ. ૨
ગામ આટકોટ શોભતું, સુખી પ્રજા ભરપૂર,
પ્રસિદ્ધ એ પૂરાતની, ઇતિહાસનું નૂર. ૩

ગંગ સમી સરિતા વહે, ભાદર નીર અગાધ;
વસે લોક બધી જાતના, ભલે બુરે સંગાથ. ૪

એ ગામે વાસો વસે, ઉંચ જ્ઞાતી વણીક;
અદાણી કુટુંબ હીરલા, [1]ધના-[2]ધારા ધનીક. ૫

ધારશી વંશ વેલડી, ટોકરશી ભાગ્યવાન;
અઢાર એકાણું સાલમાં, જનમ્યા સુ પુણ્યવાન. ૬

તેના દીપક બે દીવડા, રામ લક્ષ્મણુ સાર;
રળીઆત બાઇ ઉદરે, અનુક્રમે અવતાર. ૭

મોટેરા [3]ભુરાભાઇ છે, [4]લાલભાઇ સગીર;
સુવાસ મેળવી સામટી, દયા નીતિ સધીર. ૮

પુજ્ય પિતાશ્રી માહરા, લાલચંદ ધર્મીષ્ટ;
ઓગણી પંદર સાલમાં, જન્મ થયો સુમીષ્ટ. ૯

---

૧ ધનજીશેઠ. ૨ ધારસીશેઠ. ૩ ભુદરજીશેઠ. ૪ લાલચંદશેઠ.

તસ ઘરણી મહાસતી, જીવીબાઇ સુનામ;
કસ્તુરબા અપર નામ છે, શુશીળનું શુભ ધામ. ૧૦

જનુનિ મુજને સહોદરા, ભાંડરૂં પાંચ સુધીર
[1]વીર–[2]પ્રાણ–[3]અમુ બાંધવા, [4]જયકુંવર ગંભીર. ૧૧

[5]રેવા સુનીષ્ટ બેનડી, વર્તે આનંદ રેલ;
અબતક દિન છે સોહિલા, કર્મો ખેલત ખેલ. ૧૨

તડકા છાંયા વાદળી, આવે છે ખચ્ચીત;
વર્ણન કરૂં દીન દોહલા, ટુંકામાં ઉચીત. ૧૩

## લલિત છંદ.

છપન આવિતો, સાલ દુખણી, નવ પડી વર્ષા, બુદ એકહી;
નવ થયો જરા, પાક મોલતો, ટળવળે વિના, અન્ન લોકતો. ૧

---

૧ વીરચંદ ૨ પ્રાણશંકર. ૩ અમૃતલાલ ૪ જેકુંવર (અપર નામ હેમકુંવર.) ૫ રેવાકુંવર.

કઠણુ કાળથી, દુઃખ ભુખના, અતિશયે થયાં, દીન દુઃખના;
મરણુ વાટડી, બીન ભાખરી, જન અને પશુ, પ્રાણિ ભાંભરી. ૨

ગરિબ બાપડાં, લોક તો થયાં, તબ યથાશક્તિ, આપવા મંડયા;
અન્ન ને જળે, તોષિયા ઘણાં, મદદ આપવે, ના કરી મણા. ૩

નજર દ્રવ્ય છે, [૬]બાપુ દાનનાં, [૭]ઇસપિતાલ જે, ધામ ઘાસના;
અંદર આશરો, આપિયો દુખી, અન્ન ને જળે, આપિયા સુખી. ૪

સુખ દુખે વીતી, સાલ આકરી, ભુરિ સતાવની, સાંપડી ખરી;
તરત આવિયો, રોગ પાપિયો, નષ્ટ કોલરા, ક્રોધ કોપિયો. ૫

મમ પિતા હર્યા, રોગ કારમાં, અમ સુખો હર્યાં, ક્ષીણુવારમાં;
વદ અશાડની, ચોથ પાપણી, ગળિ ગઇ સુખો, થાપ આપણી. ૬

કળકળ્યાં અમો, શોક પામિયાં, જનનિ જે અમો દુઃખ લાગિયા;
સર્વ સાગવા, બાપુ અન્યને, ગળગળાં થયાં, સર્વ સાથને. ૭

હૃદય ઘા થયો, ઉર માતને, ન વિસરે ઘડી, મુજ તાતને;
શરિર રોગથી, ક્ષીણુ દેહ જો, ઘર કરી ગયો, ચીંત રોગ જો. ૮

---

૬ શેઠ ટોકરશી. ૭ અમારી ઘાસ નાંખવાની વખારનું નામ ઇસ્પિતાલ છે.

જગત રીતને, સાધવા ગયા, વલભિપૂર તે, ગામમાં ગયા;
દરદ જોરમાં, આવિયું તિયા, ખબર તારથી, આવિ આહિંયાં. ૯
તરત હું ગયો, માતને મળી, સરસ વાતથી, રાત નીકળી;
સમય અંતનો, શુભ ભાવથી, લલુપતા નહીં, શુદ્ધ સાનથી. ૧૦
પગ જમાન તો, એ વળા તણાં, સરસ ચાકરી, રાખિ ના મણા;
બંધુ મોહને, દીલથી કરી, ત્રુટિ ન તુટિની, સાંપડે જરી. ૧૧
વદ ત્રિ માહની, તીથ ઉગલી, સરગ ધામની, વાટ લીધલી;
મરણ માત એ, વીભુ નામને, સરસ મેળવ્યું, ઉંચ ધામને. ૧૨
પતિ પિછે ગયા, જુજ આંતરે, અવધી સાતહી, માસ ફક્ત રે;
ન ધરિયો અંગે, સાળુ સાડલો, સકળ તોડિયો, જગત ફાંસલો. ૧૩
વિરહ માતને, તાતનો થયો, દુખદ ઘાવ તો, કારમો થયો;
દિવસ જાયને, માસ તો ગયા, વરસ આવીને, ચાલતાં થયાં. ૧૪
તડકિ છાંયડી, કર્મની સતા, ન હતિ કૈં પિડા, [1]બાપુજી હતા;
સવંત ઓગણી, છોંતરે થયા, સ્વર્ગવાસ તો બાપુજી ગયા. ૧૫

---

૧ શેઠ ટોકરસી.

પુરિ હતી તમે, ખોટ બાપુજી, સમર્પિતૂ અને, માત આપજી;
જગત રીતડી, એમ ચાલતી, હરખ શોક એ, સ્વાર્થ ભાળતી. ૧૬

કરમ ખેલ એ, નાચ નાચતાં, ભરમમાં પડયા, જીવ રાચતાં;
ધરમના સંગે, જીવ સુખિયાં, નરમભાવથી, વીર ભાંખિયાં. ૧૭

## ૨ સંસ્મરણો.

ઓધવજી સંદેશો—એ રાગ.

વડીલોના ગુણ આવે જ્યારે યાદમાં,
હૃદય દ્રવે ને ઉલટે મનોગત ભાવજો;
અંતર ઓછું કેમ સમાયે કાળજે?
ખાલી કરૂં કોઠો એ હૃદય સ્વભાવજો. વડીલો. ૧

"મોટો" કહેનારી માયાળુ માવડી,
તારૂં હેત સંભાળી હૈયું ભરાયજો;
અવનવી જ્ઞાનની કરેલ તેં જે ગોઠડી,
બચપણના સંસ્કારો કદી ન ભુલાયજો. વડીલો. ૨

શાળા બનાવી ઘરઆંગણુ તેં પ્રેમની,
બાળક શીક્ષણુ આપ્યું નીતિ ને ન્યાયજો;
અસત્ય ચોરી આદી અવગુણુ તાજયની,
રીત બતાવી આપ વર્તન કરાયજો. વડીલો. ૩

આપ ખોજાના આપેલા જ્ઞાને કરી,
હોય વર્તતા કાંઇક એ સદ્‌ભાવજો;
પુણ્યવંત માતાજી પ્રતાપ એ આપનો,
કેમ ભુલાયે ઉંચ હ્રદયના ભાવજો. વડીલો. ૪

'મોટો' કહેતાં હૃદય ઉછાળા મારતું,
થઇ ગયાં એ ભાવના હવે અભાવજો;
ગુણુ ઓશીંગણુ શી રીતે બનું આપનો?
વાસ મોક્ષમાં હોજો સુખદ એ ભાવજો. વડીલો. ૫

પૂજ્ય પિતાજી! આપ તણા વાત્સલ્યનો,
હીસાબ હોય ન જે છે અખુટ અમાપજો;

લાડ કોડે પાલનને દીધી સાનજી,
ભદ્રીક શાન્ત સ્વભાવ ગુણુ અથાગજો. વડીલો. ૬

હતો આપનો ભક્તિ ગુણુ સર્વોપરી,
આનુપુર્વિ ફેરવે લેવાયે અન્નજો;
બારબજે ને એકબજે પણુ આપની,
માળા પુરી ન થાયે તેમાં મન્નજો. વડીલો. ૭

આજ્ઞા પાળી મોટેરાની પ્રેમથી,
વર્તને અમ શીક્ષા બતાવી તાતજો;
[૧]બાપુ [૨]ભાઇજી ને [૩]મા [૪]ભાભુ સ્નેહથી,
વચન પાળ્યાં મન લાવી અતિ ખાંતજો. વડીલો. ૮

શ્રેષ્ઠ ભાવના ઉંચા આદર્શો વળી,
હતી દયા ગરીબોની દીલમાં દાઝજો;
માગું વારસો રૂડાં એ સદ્‌ગુણુનો,
જેથી થાયે ઉભય લોકના કાજજો. વડીલો. ૯

---

૧ પુજ્ય ટોકરશી. ૨ પુજ્ય ભુદરજી. ૩ પુજ્ય રળીયાતબાઇ.
૪ પુજ્ય હરીબાઇ.

[૧]બાપુ ગુણ વર્ણવ્યા ન જાયે આપના,
હાજર ને ગેરહાજર મુજ માવીત્રજો;
ખોટ ન દીધી દેખવા એવી ભાવના,
દીધાં અંતર આશીર્વાદ પવીત્રજો. વડીલો. ૧૦

અણઘટતાં ઉછાળાં કોઇ આવતાં,
વીરમતાએ આપના સદ્ભાવજો;
હતી અમોને આપની શીતળ છાંયડી,
મોકલિ દ્યો સ્વર્ગેથી આશીશ નાવજો. વડીલો. ૧૧

દયા દાન સંતોષ ધીરતા તો ઘણી,
માયાળું તેમજ આનંદી સ્વભાવજો;
આપ સદ્ગુણે અતીશય શુભ સૌ પામિયા,
તેનો અનુભવ [૨]કારજે દ્રષ્ટી થાયજો. વડીલો. ૧૨

---

૧ પૂજ્ય ટોકરશી. ૨ પૂજ્ય ટોકરશીના કારજમાં પરગણા ખરચ કરેલ, મોંઘવારી સખત હતી. લગભગ ચાર હજાર માણસો થયેલ. કોલેરા ફાટી નીકળેલ હતું, પાંચ પચીશ માણસને લાગુ પડેલ પરંતુ એક પણ માણસ બગડેલ નહીં.

બાપુ ! માત-પિતા ઋણમુક્ત હું આપનો,
થાઉં શી રીતે નથી અન્ય ઉપાયજો;
ઈચ્છું સ્વર્ગે આપ સુખી એમ ભાવતો,
વંદન **વીર** કરે શીશ નામી આપજો. વડીલો. ૧૩

## શાર્દુલ વિક્રીડિત છંદ.

માયાળુ મમ માત તાત તમને, શાતા હજો સ્વર્ગમાં;
સુધારી ગત લોકની સુકૃતિથી, પોચ્યા હરિધામમાં;
આભારી મુજને કર્યો સમજતો, વિદ્યા અને જ્ઞાનમાં;
ઉછેર્યો બહુ લાડ કોડ મમતે, તોષ્યો સહુ વાતમાં. ૧

ઉપકારો અગણીત શા ઉચરવા, નાપાર કો પામતો;
પાણી સાગર ના મપાય ત્યમ આ, માવીત્ર ગુણોગણો,
આશીર્વાદ અમી ભરી નજરતો, છાઈ છવાઇ હતી;
એ ભાવે **વીર** ભાન આવ્યું નજરે, આભાર એતો અતિ. ૨

 ૧૫૮૫૮

# ૩ પરોણા–ચાકરી.

દોહરા.

અમ કુટુંબે થઇ ગયા, દામા શેઠ સુ નામ;
તસ ઘરણી જે તારૂણી, લાડકી બાઈ નામ. ૧

અપર નામ તેના નિમા, અમ સૌ બોલત એહ;
સવંત ઓગણી ત્રેપને, સ્વર્ગસ્થ થયાં જેહ. ૨

વરસ દસની ઉમરે, ગયા પરલોક નાથ;
રંડાપો લાંબો થયો, ગાળ્યો સુમતિ સાથ. ૩

લગભગ સૈકો ભોગવી, આવરદા અતિ લાંબ;
પ્રવૃતિ એણે આદરી, દ્રષ્ટી પોંચાડી લાંબ. ૪

અતિથી સત્કારે કર્યું, ઉજળું જીવન જાન;
ફરે બઝારે માણુસો, છે કોઇ મીજમાન. ૫

પાંચ સાત તો રોજના, વખતે વધી પણ જાય;
રસોઇ સ્વહસ્તે કરે, અંગે ઉમંગ ન માય. ૬

પ્રતીદીન એ પ્રવૃતી, આનંદે દીન જાય;
વચે બની એક વાતડી, સુણવા જેવી થાય. ૭

ગામ ધોરાજી એ ગયાં, હતું પીયર સુધામ;
એક વખત નદીએ ગયાં, કપડાં ધોવણ કામ. ૮

સમો હતો લુંટફાટનો, વખત એવો નકામ;
આવી પોંચી ટોળકી, વીશ બાવીશ તામ. ૯

લુંટ કીધી છે ચાલતી, હતો બૈરાં સંગાથ;
થંભી ગઇ સહુ ઓરતો, કહે બચાવ તું નાથ. ૧૦

નાની માએ પેખિયો, એકની પડી પિછાન;
હતો તે સૌનો મોવડી, અંગે તે પેલવાન. ૧૧

આડા પૂરી ઉભા રહ્યાં, બોલ્યાં તેનિ સાથ;
પીછાણો કાંઇ ઠાકરા, દુખે હજુ મમ હાથ. ૧૨

ખુબ ખવરાવ્યાં રોટલા, આ હાથે તમ દેહ;
અદાણી કુળની કામની, વીચારો મન તેહ. ૧૩

ઓળખી તે ભોંઠા પડયો, બોલે મુખથી આપ;
વસ્તુ સ્વીકારો આપની, કરો માફ મુજ પાપ. ૧૪

ખોટ નથી મુજ સાસરે, જાણો સહુ વૃત્તાંત;
મારી વસ્તુ રાખી લો, પુરી કરો મન ખાંત. ૧૫

પાછી આપો લુંટ જે, અન્ય સ્ત્રીઓની જેહ;
મારી લઇને શું કરૂં, અન્યને આપી છેહ. ૧૬

સમજી મન ભડ ભારથી, પાછી દિધી બધી લુંટ;
ગયા ત્યાં જ્યાંથી આવિયા, મુકી બધી લુંટ ઝુંટ. ૧૭

નાની માની શ્રેષ્ટતા, ઉંચ ભાવો જણાયં;
નીતિ લુંટારા તણી, ઓછી તો ન ગણાય. ૧૮

ઘણાં વર્ષની વાતડી, કેતાં બાપુ કથાય;
યથાચીત વીર સાંભળી, ગુંથી કાવ્યની માંય. ૧૯

## ૪ બાળુડાં.

### ઓધવજી સંદેશો–એ રાગ.

બાળ ક્રિડા બાળુડાં તમ કેમ વીસરૂં;
ચંપક–લીલું અને નથુભાઇ જો;

ટુંક અવધિએ આવીયા અમ આંગણે;
લાડ કોણુ અવસરે સંચરિયા ભાઇ જો. બાળ૦ ૧

પુનીત પગલાં તમ તણાં અમ બારણે;
અંતર અભીલાષ લેવા ઘણો લાવ જો;
મોકલશું શાળા પેન પાટી હાથમાં;
પરણાવશું વયે આવતાં એ ભાવ જો. બાળ૦ ૨

વેપાર રોજગારે મળશે સહાયતા;
ભણાવશું વળી ધર્મ નીતિના ભેદ જો;
અંતરમાં ઉછાળાં એવાં આવતાં;
પ્રવાસ તમ પૂરણુ થયે અંતર ખેદ જો. બાળ૦ ૩

ખપ તમારાં ઘણાં ભાઇની બેનને;
બેનબાને આણુલે શોભે વીર જો;
હાલ ચાલને કાલાં ઘેલાં તમ બોલડાં;
ચીરે અંતર સ્મરણે ન રહે ધીર જો. બાળ૦ ૪

ઉમેદ હતી મોટકી તમ માત તાતને;
સુપુત્રથી સંસારના લેવાં લાવ જો;

સ્વપ્ના તુલ્ય આગમન પુત્રો થઈ ગયાં;
ભર દરીયે ડુબ્યા જાણ્યે અમ નાવ જો. બાળ૦ ૫

આ આંખે બાળુડાં તમોને ભાળીઆં;
ખોળે ખેલાવ્યાં ખુંદાવી ગોદ જો;
લટકામટકાં જોયાં અવનવાં ભાતના;
એ સ્મરણે આવે અંતર પ્રમોદ જો. બાળ૦ ૬

ઓછે રૂણે બાળુડાં તમો આવિયાં;
રૂણ ખાતાનાં સરખાં થયાં એ પાસ જો;
રહ્યું મન વાળવું એવાં ભાવથી;
એ આશીશ વીરની સ્વર્ગ તમ વાસ જો. બાળ૦ ૭



ૐ શ્રી અસિઆઉસાય નમઃ

# સુવાસિત - ફુલડાં



* દોહરો *

ફોરે સુવાસ અતી ભલી, આ ફુલડાંની માંય;
ઇચ્છા હોય જો આપની, ગ્રહો હૃદયની માંય.



રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર
**વીરચંદ લાલચંદ શાહ**
રે. આટકોટ, હાલ ધુળીઆ.



# સુવાસિત-ફુલડાં

## ફુલછાબ ૧ લી.

### * સ્તુતિ *

### ૧ દોહરા

અરિહંત સિદ્ધ આચાર્યને, વંદન કરૂં કરજોડ;
ઉપાધ્યાય સહુ સાધુને, સત્કારૂં મન-કોડ. ૧

પંચપદ એ છે સાશ્વતા, છે સકળ જગતનું નૂર;
દાતા છે મુક્તિ તણા, સમર્યે વિઘ્નો દૂર. ૨

નાલાયક તો હું ખરો, માર્ગ સુઝયો નહિ નેક;
અધમોદ્ધારણ આપ છો, રાખું મનની ટેક. ૩

આશ્રય લીધો આપનો, બાંય ગ્રહ્યાની લાજ;
**વીર** ઉચ્ચારે ટાળશો, ભવ ફેરાઓ રાજ. ૪

## ૨ શાર્દુલ વિ. છંદ

આદીનાથ અજીત વંદુ સંભવો પ્રેમે નમૂં નાથને,
અભ્ભી સૂમતિ જીનજી પદમને સત્કારૂં સુપાર્શ્વને;
નેહે ચંદ્રપ્રભ નમી સુવિધને પ્રાર્થુ સદા ભાવથી,
સ્વામી શીતળ જીનંદો અંસ વંદ્રૂ જેથી છુટું કર્મથી. ૧

વાસૂજી વિમળો પ્રભો અનંતને ધર્મ પ્રભો નાથજી,
શાન્તી જીન કુંથો નમો અર મલી વાંદુ મુની નાથજી;
હા! વ્હાલા નમિ નેમ પાર્શ્વ રટતો ધ્યાતો વર્દ્ધમાનને
ચોવીશે જીનવર વીર સ્તવતો લે મુકતીના સ્થાનને, ૨

## ૩ સીખરણી છંદ

સદા સોહાગી ભૂ વિજયી સ્ફુરણા નિત્ય કરજો,
સુવિદ્યાની દાત્રી મુજ હૃદયમાં પૂર્ણ વસજો;
દયાળુ એ દેવી સકળ અમીની દ્રષ્ટી ધરજો,
તરંગો બુદ્ધિના વિમળ વીર ઉરે વિહરજો. ૧

## ૪ હરિગીત છંદ.

સરિતા ચલાવી જ્ઞાનની સુણી મુખે વીરજીનજી,
ભારત કર્યું સૌ ઉજળું સુત્રો પચાવી હૃદયજી;
ઉતાર્યું વર્તનમાં સદા કાયા તપાવી તપ થકી,
વંદુ ગુરૂ ગૌતમમુનિ ઉરના અતિ ઉલ્લાસથી. ૧

ગણુધર બન્યા વીર જીનના દીપાવ્યું વીર સુતખ્તને,
બોધ્યું બની ગણુ ઇશ પોતે પ્રેમથી સહુ જગ્તને;
ધારા ચલાવી પ્રશ્નની ને કેળવ્યું શુભ જ્ઞાનને,
સંશય નિવારી પૂર્ણ પ્રભુએ તોષિયા પટ શિષ્યને. ૨

અંતરાઇ કેવળ જ્ઞાનની, હોતાં પ્રભુની હાજરી;
પાળ આડી પ્રભુ મોહની, બાંધી રહીએ આકરી;
થયો વાસ પ્રભુનો મોક્ષમાં, લાધ્યું કેવળ જ્ઞાનજી;
વિર વંદે ગુરૂ ગૌતમને, કર્યો આત્મ ઉદ્ધારજી. ૩

## ૫ શાર્દુલ વિ૦ છંદ.

ધોતો કાદવ–દોષ શોધ પરનાં એમાય રાચ્યો હતો,
કાન્તા સાથ રચ્યો પચ્યો કનકમાં શેઠાઇમાં માણતો;
" મારા માફક કો નહીં જગતમાં " સત્તા સદા હાંકતો,
સારાં ભાગ્ય [1]**અમોલ** ભેટ મળતાં ઉત્સાહમાં રાચતો. ૧

સેવા આપ તણી કરી ન રજ જો રાચ્યો સદા વ્યંગમાં,
મારી પામરતા કશી હું સ્મરતો ઘોડે ચઢયો ગર્વમાં;
યોગી આપ સમા કદાચ મળશે પાપી ન કો હું છતો,
સારાં ભાગ્ય અમોલ ભેટ મળતાં ઉત્સાહમાં રાચતો. ૨

---

૧ ગુણવંત ગુણના ભંડાર આત્માર્થી ક્રિયાપાત્ર શાસ્ત્રોદ્ધારક મહામુનીશ્રી ૧૦૮ અમુલખ રૂષીજી મહારાજ.

ગૂણો આપ તણા અગૂણ મમ જો છેદું દિન રાતજો,
શા માટે સંગરૂં ગુણી ગુગુન્નતો ત્યાગી સદા આપજો;
શાસ્ત્રોદ્ધારક આપનેજ સ્મરતો ભાવો સદા ભાવતો,
સારાં ભાગ્ય અમોલ ભેટ મળતાં ઉત્સાહમાં રાચતો. ૩

પામ્યો ઉત્તમ દેહ માનવ તણો ક્ષેત્રે સુઆર્યે વસ્યો,
કુળે શાહ વણીક જીન શરણો નયને જરા જોઇ લ્યો;
વીચારો મનથી શું સાર્થક કર્યો ભાખે રૂષી તામતો,
સારાં ભાગ્ય અમોલ ભેટ મળતાં ઉત્સાહમાં રાચતો. ૪

ધારા અમૃત બોધની વરસતી ઢીલા થતા દોરજી,
એ બોધે ઉપજી ઘડી [2]સફળ તો [3]મોતી [4]કુંપિકા સજી;
આણ્યો માનવમાં હતો નરપશુ દાતાર છો આપતો,
સારાં ભાગ્ય અમોલ ભેટ મળતાં ઉત્સાહમાં રાચતો. ૫

કૃપા કાંઇક ભારતી ભગવતી વીચાર હૈડે રમે,
શાંતીદાયક ઉર્મિઓ મનમાંહી ઉગે અને આથમે;

---

૨ સફળઘડી પુસ્તક. ૩ અણુમોલ–મોતી પુસ્તક. ૪ રસકુંપિકા પુસ્તક.

સીંચ્યો દીપક બોધરૂપ ઘૃતથી રાખ્યો દીવો બૂઝતો,
સારાં ભાગ્ય અમોલ ભેટ મળતાં ઉત્સાહમાં રાચતો, ૬
ધૂણીઆ સમક્ષેત્ર ભાવથી ભર્યું સાતા શમું ધારજો,
શ્રોતા શ્રાવક થોક લોક જમતો યાચું સ્થિરે વાસજો;
પીછાણ્યો અમ ભાવ પૂર્ણ હૃદયો **વીર** પ્રિતે યાચતો,
સારાં ભાગ્ય અમોલ ભેટ મળતાં ઉત્સાહમાં રાચતો. ૭

## ૬ કવાલી.

ભુલ્યો ભવમાં અરે ભટકું, પંથ નથી સુજતો સારો;
તમે છો ભોમીયા મારા, વિભુ કૃપાથી ઉગારો. ભુલ્યો. ૧
તણાયો જગત દરીયે હું, નથી જડતોજ કીનારો;
તમે તારૂ બૂડતાના, વીશ્વતારક મને તારો. ભુલ્યો. ૨
જરા જન્માદિનાં રોગે, નથી મર્ણાદીનો આરો;
તમે છો વૈદ રોગીના, પ્રભુ ભવ ભ્રમણ નીવારો. ભુલ્યો. ૩

નથી કીધાં કંઇ એવાં, ખરા કર્મે મળે સહારો;
છતાં દરીયા દયાનાં છો, આપનું બિરદ વિચારો. ભુલ્યો. ૪

અદ્ધમોદ્ધાર પદવીને, દયા સિંધૂ ન વીસારો;
આશધરી વીર આ પ્રણમે, બાંહ્ય ગ્રહી દીનને તારો. ભુલ્યો. ૫

## ૭ ઓધવજી સંદેશો–એ રાગ.

દાન નહીં શીળે સંતોષ ન આવીઓ,
તપ તપી કાયા ન દમી ભાવ અજ્ઞાનજો;
ધર્મ તણો અંકુર અંતર નહિ ઉગીઓ,
નિષ્ફળ સર્જ્યું ભવ ભ્રમણ મમ માનજો. દાન૦ ૧

અંગ અગન ઝરે ક્રોધ થકી તન તાપમાં,
હ્રદયં જળાવે લોભ તણી રે સાયજો;
મસ્તક ભમવ્યું ચડી માનને ચાકડે,
મોહ અને મમતાએ જીવ મુંઝાયજો. દાન૦ ૨

જન્મ થયો મુજ ભવ પૂર્ણ થવા કાજજો,
ગયે ભવે ન કર્યું અત્યારે આમજો;
ભવીષ્યનો નહિં જોગ સજાયા સાજને,
ગતિ ત્રીશંકુ પેરે બનશે જીવજો. દાન૦ ૩

મન મેલું મુખ મીઠું એવી હાલતે,
દાંભિક આચરણે મનથી મલકાયજો;
કીધી કલંકિત પર દોષો વદી જીભને,
નિરખીને પરનારી નેત્રો નિંદ્યજો. દાન૦ ૪

એમ બંધાયો અવગુણ કેરા તાંતણે,
આવી બાજી હાથે મટી મીલાયજો;
કોની પાસે કહું કે અરજી સાંભળે,
ક્ષમાવાન પ્રભુ તારણ આપ બચાવજો. દાન૦ ૫

અનાથના છો નાથ સહુ એવું કહે,
ભુકતાના બેલી લ્યો વીનતી કાનજો;

સમર્થ અન્ય ન આપ સમા જગમાં દિસે,
**વીર** છો મંગળ મૂર્તિ લેજો ભાળજો. દાન૦ ૬

## ૮ લલિત છંદ.

સત સદયું નહીં, જૂઠમાં રૂલી; પરનિંદા કરી, ચાડીચૂગલી;
વ્યસનમાં ઘણો, ભાવ ઉમટચો, નિજ વખાણથી, હર્ષ તો થયો. ૧
સકળ જીવને, દુખ આપિયા, નિજ સમા નહીં, જીવ લેખીયા;
પરધને રહ્યો, લાલચે બુરી, કપટને ધરી, દંભ આદરી. ૨
પર ત્રિયા કરી, પ્રેમ વાતડી, છત હતી છતાં, દાન આખડી;
છળ દગા કરી, પાપ આદરી, જન ઘણાં ઠગ્યાં, માનથી ભરી. ૩
કથન કેટલાં, ઓચરૂં પ્રભો, અનંત ભૂલનો, ભોગ હું વિભો;
શરણ થાપજો, માફ આપજો, કરગરી કહે, **વીર** નાથ ઓ! ૪

## ૯ ભુજંગી છંદ.

દિનાનાથ આધાર દુખી જનોના,
ન જોશોજ દોષો અમારા મનોના;

ઘણાં દોષનું ઠામ હું નાથ આંહી,
ન ભાવો રહ્યા શુધ્ધ આચાર માંહી. ૧

નથી દીનતાને લઘુતા ધરાની,
નથી ઉર આજ્ઞા ઠસાવી ગુરૂની;
અવિશ્વાસ કીધો સુપંથે ન ચાલ્યો,
અશ્રદ્ધા ઉરે ધર્મ ના શુદ્ધ પાળ્યો. ૨

નથી સંત સંગાતી કીધી અરેરે,
નથી કીધી સેવા સુ સાધુ લગારે;
કથા પ્રેમ નાંહી મને છે ઉદાસી,
રૂચી ના વિભુ નામ સ્મર્ણે સુવાસી. ૩

નહી ધ્યાન કીધું સ્વધર્મે પિછાની,
નહીં નિર્ભિમાની મહેથી ગુમાની;
છકયો મોહ છાકે ફસાયો મમત્વે,
નહીં ભાવ આણ્યો સુધર્મ પરત્વે. ૪

કથા કેટલી વર્ણવું પાપકારી,
નહીં એક સદ્ગુણ તો લાભકારી;

પરાયા દિઠા દોષ ને સ્વ છુપાવી,
ખરા સાધનો ભાન વીના ફગાવી. ૫

ફસાયો ભમ્યો મોહ—માયાનોઁ વાંસે,
બતાવી શકું કેમ મોં આપ પાસે ?
તથાપી કૃપાના પ્રભુ આપ સિંધુ,
બચાવો દયા લાવીને દીનબંધુ. ૬

વિસામો વહાલા દુખીયા જનોનો,
ન આધાર જેને તું આધાર તેનો;
પિતા માત છો દેહધારી જીવોનાં,
ક્ષમા એ હથીયાર નામી પ્રભુનાં. ૭

કછોરૂ બને નાથ છોરૂ કદાપી,
ન માવીત્રના ભાવ પલટે તથાપી;
વદે **વીર** વંદે પ્રભુ શીરનામી,
મટાવો ઉપાધી ભવોની સુનામી. ૮



# કુલછાબ ૨ જી.



## દેવ-ગુરૂ-ધર્મની પરીક્ષા.

### ૧ દોહરા.

ધર્મ ધામ શાન્તી તણું ગતી શુભ કરનાર;
ઇચ્છે સૌ એ ધર્મને, જે છે તારણહાર. ૧

છતાં અચંબો ઉપજે, ધર્મ નામે કંકાસ;
ઓથ ધર્મના નામનો, યુધ્ધ મચાવે ખાસ. ૨

ધર્મ શાશ્વતો એ કહી, મોક્ષધામ પણ એક;
મારગ કીધાં જુજવાં, નામ પાડયાં અનેક. ૩

ગામ મુંબઇ જાવણો, દીશા અલગ જનાર;
કો દક્ષીણ કો માળવા, કો કચ્છથી આવનાર. ૪

ધ્યેય સર્વનું એક છે, મારગે ભેદ ભાવ;
કો કાંટાને ઝાંખરા, વાઘ વરૂનો પ્રભાવ. ૫

ચોર લુંટારા ભામટા, લુંટે છે વન ઘાટ;
બીક ગણી છે મારગે, તજવી વસમી વાટ. ૬

ચેતનહારો ચેતશે, લેશે નિર્ભય વાટ;
નહીં ચેતે જો જીવડો, જોશે ઘરના વાટ. ૭

મારા તારા ભેદમાં, લપટાયો જે જીવ;
કોઠી કાદવ કાઢશે, મેળવશે ન શીવ. ૮

પારખી તમે ચાલજો, જે હોય બીક રહીત;
યુક્તિ એક છે એહની, શુધ્ધ પ્રમાણ સહીત. ૯

દેવ ગુરૂ ને ધર્મની, કસોટી કરો પ્રમાણ;
ધર્મ દેવ બે છાબડા, ગુરૂ [1]સોયો તે જાણ. ૧૦
સોયો બરાબર તો ખરો, તોલ થયો નિરધાર;
આઘો પાછો હોય તો, તોલ અચોકસ ધાર. ૧૧

---

૧ તોલ કરવાના કાંટાનો સુયો.

પ્રથમ નજર ગુરૂ ભણી, નીચે કરો તપાસ;
સુકાનિ સંસાર નાવનો, જીવા દોરી ખાસ. ૧૨

સકળ ધર્મને માન્ય જે, ષડરીપુ જે ગણાય;
કામ ક્રોધ મદ મોહને, લોભ મત્સર જણાય. ૧૩

કરો કસોટી એહથી, શુદ્ધ કંચન પરખાય;
બાદલું નહીં છુપશે, અદલ ઇન્સાફ થાય. ૧૪

છદ મસ્ત તણા ભાવથી, અલગા તદન ન થાય;
કમ કરવાની ભાવના, ખટક હોય મન માંય. ૧૫

વૃદ્ધી થાય એ રીપુની, તજવા એવાં કામ;
જાણુ અજાણે દોષ તો, ન કરવાં ધરી હામ. ૧૬

એ ખટકાની વાનગી, તપાસો ઉર વિચાર;
અનુક્રમ આપ આગળે, પીરસાશે સુ ચાર. ૧૭

કરે નારી મન ભાવતી, એક કે ચાર પાંચ;
વિષય વીકારમાં રમે, નચાવે નુતન નાચ. ૧૮

એટલેથી પતે નહીં, દુષ્ટ કામ જ્વર રોગ;
સતી શીયળને લુંટિને, અબળાનો લે ભોગ. ૧૯

ત્યાગી એ કામ ભોગના, દેખ લીઓ શુ શીળ;
ક્રીયા એ સર્વ ધર્મની, મનાવે એ દયાળ. ૨૦

ક્રોધ તો સ્વભાવે વસે, ધગધગતી અંગાર;
લે દંડુકા ને મારતા, સણુસણુતા અપાર. ૨૧

આવેશ ક્રોધ આવતો, કરે જીવ હિંસાય;
વસ્ત્ર જલાવે આપના, સ્રાપ આપે જીભાય. ૨૨

મદ તજ્યો છે કેટલો, તપાસો રાખિ નેક;
છત્ર ચમર ને પાલખી, સેના સિપાઇ અનેક. ૨૩

ચોપ છડીદાર ને વળી, વસ્ત્ર જરીજર તાર;
રાજ સાયબી માલતા, દેખો તારણુહાર. ૨૪

હું પોળો શેરિ સાંકડી, છે અકડમકડ ચાલ;
જગ પુજો અમને તમે, કરી દેશું તમ ન્યાલ. ૨૫

મોહ નીવાર કેટલો, કયાસ કરો તમ યાર;
બાગ બંગલા સામટા, કુટુંબ ને પરિવાર. ૨૬

શું કમી છે ગૃહસ્થથી, બતાવો કોઇ યાર;
છતાં ભીખ માગે સહી, તૃષ્ણાનો નહીં પાર. ૨૭

દોરા ધાગા ચાલતા, ભમાવે ભોળિ નાર;
પુત્ર પ્રાપ્તિને કારણે, ને વશ કર ભરથાર. ૨૮

લોભ નિવાર પરીગ્રહો, મુકયો કીંચિત માત્ર;
જર જમીન જોરૂ ત્રણે, છુટયાં નહીં રતી માત્ર. ૨૯

ઈર્ષા અગ્નિ અંગે જરે, મત્સર નહીં અભાવ;
ગુણી પુરૂષના ગુણને, મનાવે અવગુણ ભાવ. ૩૦

ભરપૂર એ છ દોષથી, ગુરૂ કહેવાય કેમ;
નિષપક્ષપાતે તોલના, કરો સર્વ માન્ય જેમ. ૩૧

બુડશે તે કેમ તારશે, તારશે તરણહાર;
વેશ દેખી મતી ભુલશો, ઓળખજયો આચાર. ૩૨

સાચા ગુરૂતો એ ગણો, હોય સાચા નિગ્રંથ;
ષડ રીપુનાં એ રીપુ, જંગ ખેલે તે સાથ. ૩૩

એ રીતે કરો પારખું, દેવ ધર્મે જણાય;
ષડ રીપુ જે પોષતાં, કેમ દેવ ગણાય ? ૩૪

ધર્મ જે એમ બોલતો, ષડ રીપુની સહાય;
ઉત્તેજના દે એહુને, કેમ ધર્મ મનાય ? ૩૫

ષડ રીપુ જેણે જીતિયા, કેવાણું અરિહંત;
વિત રાગ દશા જેહુની, સાચા એ ભગવંત. ૩૬

ધર્મ એ જેણે શીખવ્યું, તજો ષડ રીપુ સાથ;
વીતરાગે જે પરૂપ્યો, દર્દ દર્દે કરે (એ) કવાથ. ૩૭

સત્ય તત્વ સમજી કરી, ગ્રહો જે હોય સત્ય;
મતાંતર જાળને તજી, સમજો સત્યાસત્ય. ૩૮

પક્ષપાત કરો વેગળો, વીચારો ધરિ નેક;
મતભેદ તેને ના સુજે, સો શાણે મત એક. ૩૯

સત્ય જુઠ કદી ન નીપજે, ક્રોડ કરો ઉપાય;
પાંચ ને પાંચ તો નકી, સમજો દસજ થાય. ૪૦

છતાં નીરક્ષર નીકળે, કહે નવ કે અગીયાર;
પણ સમજુ તેને કહે, મુરખનો સીરદાર. ૪૧

કંચનને ગાળી કરી, મેળવી અંદર ધૂળ;
દુધ પાણીને એકઠાં, અમૃત વિષ નિભેળ. ૪૨

સત્યમાં જુઠ મેળવ્યું, કરી અર્થ અનર્થ;
ભમાવ્યાં ભોળાં લોકને, નીજ તૃપ્તિને અર્થ. ૪૩

સત્યતત્વને ગોપવ્યાં, મતમતાંતરે ખાસ;
ભ્રમમાં નાખ્યા માનવી, વાળ્યું સત્યાનાશ. ૪૪

હશે આત્માર્થી જીવડાં, કરશે ગ્રહણ સાર;
ઝવેરી ઝવેર પારખે, શંકનો નહીં ભાર. ૪૫

ઘા ખમે હથોડા તણાં, સ્ફાટિક નીશ્ચય થાય;
ભઠીતાપમાં નીકળે, તે શુધ્ધ કંચન થાય. ૪૬

ધર્મ સબ કહે એમજે, પડ રીપુને નસાડ;
છતાં અચંબો એટલો, વર્તને બહુ લબાડ. ૪૭

શિથીલ આચારે થયાં, ઇચ્છા પોષણ કાજ;
મતભેદને આગે ધરી, કર્યાં આપણ રાજ. ૪૮

દેખે એવું સૌ કહે, રોષ ધરશો ન યાર;
વ્યક્તિગત ટિકા છે નહીં, મન દ્વેષ ન લગાર. ૪૯

કીધું નહિ કે ઉપરે, વિચારવાની વાત;
વર્તન સુધરે આપણાં, થાય સૌ ભલીભાત. ૫૦

બંધ બેસતી પાઘડી, કદી કોઇને થાય;
સમજો નહિં એ આપણી, બહુ જોડ જગ્ત માંય. ૫૧

છતાં જગે નાસ્તી નથી, બહુ નિગ્રંથ જણાય;
બહુ રત્ના વસુંધરા, ન્યાય સિદ્ધ ગણાય. ૫૨

દેવ અરિહંત જાણિએ, ગુરૂ નિગ્રંથ ગણાય;
ધર્મ વિત રાગ ભાખિઓ, શ્રધ્ધા વીરચંદ માંય. ૫૩



# ફુલછાબ ૩ જી.

## વૈરાગ્યના પદો.

**૧ રાગ—ભૈરવી.** (દીનાનાથ દયાળ—એ દેશી.)

શાને જીવ ગુમાવ અવસર, હાથ છૂટયો લાગશેના;
હાથ છૂટયો લાગશેના, હાથ છૂટયો લાગશેના. શાને. ટેક

પુણ્યના ઉદયે મળ્યો નરદેહ, માની લે અરે તું;
ફેંક શીદ ચિંતામણિ, પાછિ મૂરખ તું પામશેના. શાને. ૧

તીર સાગર પામિયો, ઝાપટ બહુ કરડી સહીને;
ગાફલ રહી કાંઠો ગુમાવે, જાણુતો પછિ આવશેના. શાને. ૨

સૂખ સૌ વીતરાગ શરણે, અન્ય જૂઠું સર્વ ભાસે;
મિથ્યા જગ્તની જાળમાં, ખુંચ્યો પછી તું છુટશેના. શાને. ૩

ધર્મ મારગ ઓથ લેજે, દાન—તપ—શિયળ ભાવે;
અચલ સ્થાન વીર વરજે, છુટયો કર્મે બૂડશે ના. શાને. ૪

## ૨ કવાલી.

મરણુ છે સાચ જીવ સંગી, જનમ સાથે જરા વળગી;
રાક્ષસી કૃત્યની કફગી, પિછાની ચેતજો શાણુા; ૧

ન કરવા ચેન ને ચાળા, કર્મના ખેલ છે ન્યારા;
ચલાવે કાંટમાં પાળા, પિછાની ચેતજો શાણુા. ૨

સિંહનું બાળ બની સંગે, ફરે બકરી તણે રંગે;
ભુલ્યૂં એ ભાન નિજ અંગે, પિછાની ચેતજો શાણુા. ૩

સંભ્રમે ખોઇ સરદારી, લપટી કર્મેથી નાદારી;
ચડી અજ્ઞાન અંધારી, પિછાની ચેતજો શાણુા. ૪

પરાર્થે દેહ અર્પોને, તજીદ્યો દંભ-દર્પોને;
ન પોષો નીચ સર્પોને, પિછાની ચેતજો શાણુા. ૫

તજી દ્યો ષડ્ રીપુઓને, કર્મ આછાં બનાઓને;
તજો **વીર** મોહમાયાને, પિછાની ચેતજો શાણુા. ૬

## ૩ હોરી-દીપચંદી-રાગ.

ફોગટ શીદ ફુલાતું, છેવટ કર્મની વાતું. ફોગટ. ટેક

ચાર ગતિ દંડક ચોવીશ યોનિ, ચોરાશી લાખો તું;
ભમ્યો તથાપી આજ ફુલાઇ, શી સમજે મલ્કાતું. ફોગટ. ૧

નારકી દુખ સહ્યા અતિ દુષ્કર, પરવશ ખાધી લાતું;
એકેન્દ્રીથી ચતુર્થીપણે, વેદના વેદી અઘાતુ. ફોગટ. ૨
સોટા ખાધાં સંજ્ઞ પંચન્દ્રીમાં, કેમ નથી સમજાતું;
વીના અન્ન પાણી ટળવળતો, કેમ વીસારે વાતું. ફોગટ. ૩
પારાવાર પમાય ન એનો, ઉપાય એક કરા તું.
**વીર** સદ્‌ગુણ શરણુ ગ્રહીલે, શીશ પ્રભુ ચરણે તું. ફોગટ. ૪

## ૪ ગઝલ.

સખા! જા સંતને શરણે, બની મુક્તિનો પ્યાસી તું—ટેક.
તજીદે કામ મદ યારી, લોભને માન દુખદાઈ;
રાગ દ્વેષે મમત્વે ઓ! જીવ મન કર ઉદાસી તું. સખા. ૧
ભરૂસો જીંદગીનો ના, પલકમાં છેહુ દેનારી;
ઠગારિ ને લુંટારિ છે, ન બન તે પર વિલાસીતું. સખા. ૨
એહુ મદ ભરજુવાનીનો, નકી દીન ચારનો ચટકો;
દિવાનો તે થકી બનીને, ન થાતો નર્કવાસી તું. સખા. ૩
જગત જંજાળ તજ માયા, નિરંજનની ધરી છાંયા;
**વીર** અરીહુંત સ્મરિ નિત્યે, થજે મુક્તિ નિવાસી તું. સખા. ૪

## ૫ રેખાતા. ( વિદેશ વાટ જાઉં છું—એ દેશી. )

જીવ મોહ પાશે ભાન ભૂલી અંધ બની ગયો;
મિથ્યાત્વી જાળ પુંકી ભૂરકી જગતમાં ફર્યો. જીવ. ટેક.

પંચ પ્રમાદે લપટિઓ ષડ્ રિપુને પોષીયા;
કંચન તજી કથીરને અપનાવતો થયો. જીવ. ૧

જળ ઝાંઝવાથી પ્યાસને છિપાવવા ફર્યો;
અમૃતમાં ઝેર માની અવળે પંથ પરવર્યો. જીવ. ૨

સમજાવ્યો શ્રી [1]અમોલ તોય રંગના ચડયો;
સંતોષ ટેક સમતા વિણ રહ્યો અભાગિયો. જીવ. ૩

ધરી લે અર્હંત ધ્યાન મટે જન્મ મરણ તો;
**વીર** ઇશ ચરણ શરણ ગ્રહી થા સભાગિયો. જીવ. ૪

## ૬ ગજલ કવાલી.

વિના ભક્તી નથી મુક્તિ, નથી સ્વર્ગે જવાતું હા!
વિના સત્કૃત્ય આત્માથી, નથી સુખ ભોગવાતું હા! વિના. ટેક.

---

૧ મહાપુરૂષ મુનીશ્રી અમોલખ ઋષીજી મહારાજ.

ભલે કર ડોળ ખાલી તું, છુપેના વાત એ પ્રભુથી;
કર્મ સહુ ભોગવ્યા વિના, નથી કેમે છુટાતું હા! વિના. ૧

થતાં જગ કાર્ય પડછંદે, પામશો આપશો તેવું;
ભલા વટ વૃક્ષ વાવીને, ચહે કાં આંબને તું હા! વિના. ૨

લઇ સત્સંગની ગોળી, હૃદયના મેલને કાઢી;
કરોને સાફ અંતરને, પછી પ્રેમે ચહાવું હા! વિના. ૩

અનુકંપા અને શ્રધ્ધા, સત્ય નિતી ધરો વીરા;
**વીરે** યાચ્યું ઉમળકાથી, ધરી ધ્યાને ધરાતું હા! વિના. ૪

## ૭ રાગ–આશાગોડી.

રખ ઓ દિનકી તયારી,
ભલા ભાઇ રખ ઓ દિનકી તયારી. ટેક.

ગઇ જબ યૂવા અંગ ન ચાલે,
થરથર છુટે કંપારી. ભલા૦ ૧

વૃદ્ધ દશા જબ રોગસે વ્યાપે,
સંબંધી છોડે યારી. ભલા૦ ૨

મિથ્યા તન ધન મહેલ બગીચા,
સમજ વિવેકે વિચારી. ભલા૦ ૩

પાપ પુણ્ય હો સાથ ચલે,
કોઈ નહીં સૈયારી. ભલા૦ ૪

મળી તક **વીર** ભજો ભગવાના,
અંતે એનીજ યારી. ભલા૦ ૫.

## ૮ રાગ–આશાગોડી.

નેકી માર્ગ વિસાર્યો,
અલ્યા પ્રાણી નેકી માર્ગ વિસાર્યો. ટેક.

રાચ્યો બદીમાં કર્મ કમાયો,
અવળાઇમાં અથડાયો. અલ્યા૦ ૧

શીશ નમાવ્યું ના સંતને ચરણે,
અહંતાએ અકડાયો. અલ્યા૦ ૨

આંખે અંધાપો સંત દર્શનમાં,
રામા પ્રેમે પકડાયો. અલ્યા૦ ૩

કાને બધીરતા વ્યાખ્યાન વખતે,
નાટક રાગે જકડાયો. અલ્યા૦ ૪
પગે પાંગળો ધર્મ કર્ણીએ,
અધર્મે તું ખડકાયો. અલ્યા૦ ૫
જીભે તોતડો પ્રભુ ભજવામાં,
વીકથામાં હુડકાયો. અલ્યા૦ ૬
મહોબત **વીર** કરો ભગવાના,
આશ્રય એકજ સ્હાયો. અલ્યા૦ ૭

## ૯ નાથ કૈસેં ગજકો બંધ છુડાયો-એ રાગ.

જગત મોહિનીથી પન્થી લલચાયા,
બુરિ લાલચે માનવ મોહ્યાં. જગત૦ ટેક
જર જમીન ને જોરૂ ભરેલા,
મદથી છકેલને જોયા;
તેય બીચારા સુખને શોધે,
પણ ન જડે મન મોહા. જગત૦ ૧

શેઠ ચાકર ગરિબ અન્ય પાસે,
ના મળે સુખ સોયા;
યુવા વૃદ્ધ બાળ તપાસ્યા,
શાન્તિ નથી મન ખોયા. જગત૦ ૨

રોગી ભોગી જોગી જોયાં,
ચીત્ત સમાધિ ધોયા;
વખત વીતાવે હાયવોયથી,
પાપ પંથમાં પ્રોયા. જગત૦ ૩

**વીર** સત્ શ્રીને જાણ્યા વીના,
કેવળ પાણી વલોયા;
સદ્‌ગુરૂ કેરા ચરણ ચર્ચીને
અંતરના મેલ ધોયા. જગત૦ ૪

## ૧૦ ગઝલ.

નજર કર દેખ લે સબકો, કવણ શાન્તિ ગઈ તેરી ? ટેક.
દેખ ઘર બારમેં હૈયા, કબીલા કુટુંબ લે શોધી;
નારી અરૂ પૂત ભાઇયા, ધને હૈ શાન્તિ કર ખાત્રી. નજર ૧

બગીચા બાગ છુપાઈ, અગર તનમાંહિ સંતાઈ;
પટારા પેટી લે જોઈ, હશે ત્યાં નઠુર નમેરી. નજર ૨
નહીં સંસારમેં મિલતી, તુજ પાસસે તુજકો;
રાખ સંતોષ દિલમે તો, સફળ આશા હુએ તેરી. નજર ૩
સંત્ ચરણે મન લગા દે, અચલ શાન્તિ મિલે અપને;
**વીર** સતસ્વરૂપને પરખી, મિટાદે જન્મકી ફેરી. નજર ૪

## ૧૧ કવાલી.

નથી કો જગતમાં કોઇનું, છતાં ઉદાસ કાં થાઓ ?
મળી જે પૂર્વના જોગે, નશીબી આપની ખાઓ. નથી. ૧
વૃથા સોચો ચલિતને કાં ? જરા ખોલો હૃદો મનથી;
પંખી સાંજે મળ્યા તરૂએ, પ્રભાતે વિખરનારાઓ. નથી. ૨
રહ્યા કેદી સાથ જેલેં, ધર્મશાળે વસ્યા પંથી;
પ્રભાતે વિખરાયાનો, કરે કોણ શોક શાણાઓ ? નથી. ૩
સ્વભાવેં નાશવંતી છે, કર્મે રચના રચી ભારી;
મતી મુંઝાણી પ્રાણીયા, સંસાર સંગી કાં થાઓ ? નથી. ૪

ભૂલીને ભાન સંસારે, વૃથા દુઃખ માંહિ કાં ડુલો?
પીછાની નિજ સ્વરૂપ વ્હાલા, સદા વીર મંગલે છાઓ. નથી. ૫

## ૧૨ ઇન્દ્રવજ વૃત.

કેવાં અમૂલાં સમભાવી તત્વો,
મીઠાં મધુરાં પરિપૂર્ણ સત્વો;
શાન્તી દયાને સમતા કહેલાં,
શીળ ક્ષમાં સત્ય દયા વદેલાં. ૧

ભૂલી ગયો એ પ્રભુ! વેણુ તારાં,
ના સંઘરાયા જરી ઉર મારાં;
હોતાં ખરાં લક્ષ મહીં ન લીધાં,
આડીજ ચાલે પરિયાણુ કીધાં. ૨

એવો છતાં ઓથ પ્રભૂ તમારો,
પાપી ભલે! દીન દયાળુ! તારો;
આત્મા કરો ઉજ્વળ વીર પ્રેમી,
ખાવીંદને હાથજ ન્યાય સોંપી. ૩

## ૧૩ સીતાજીના મહીનાનો રાગ.

શાણા બંધુ કરોને વિચાર, આપણ ક્યાંથી આવીયા;
અનંતા ભ્રમણે અવતાર, માનવ ભવ પામીયા;
વ્યર્થ ના ખૂવો ધારી લ્યો મન, હાથ લાગ્યો હીરલો;
વચનો જીનજી કેરાં શ્રીકાર, માનો ખાંડ ખીરલો. ૧

દયા માર્ગે છે મુક્તિનાં દ્વાર, હીંસા નર્ક ખાણુજો;
શત્રુ છે કામ ક્રોધ ને મોહ, મત્સર મદ દુષ્ટજો;
વળી લોભસહિત ના એ છ, છે ઘાતી આત્મ ગુણના;
તજી દેવા એમાં છે લાભ, દ્રોહી ધર્મ મુળના. ૨

સત્ય રસ્તા બતાવ્યાં છે ચાર, દાન શીળ ભાવના
ઉત્તમ તપનો છે આચાર, પૂરે મના કામના;
મમતામાં બુડયા જે જીવ, લીધી નર્ક વાટ જો;
સમતા સરખી જે જીવ, શ્રેણી શ્રેષ્ટ માટ જો. ૩

કરી શાતા ને આપી સુખ, જીવ સંતોષિયા;
કરી જેણે અનાથને સહાય, દીન જન પોષિયા;

વસે હૃદયમાંહી કૃપાય, જાણ્યે દીન આવતો;
ધર્યું ખડ્ગ ક્ષમા ગુણવાન, હૃદય તે દીપાવતો; ૪
સદા ગાયા છે ગુણીના ગુણ, નિંદાને નીવારતો;
સત્ય શીળને છે સંતોષ, આદર જીવ પામતો;
અસત્ય ને રાચ્યા અશીળ, અસંતોષના કામિયા;
ખરડાયાં એમાં જે જીવ, વ્યર્થ ભવ વીતાવિયા. ૫
કરી ભક્તિ સુતીર્થે ચાર, જેણે સદ્ભાવથી;
નિવારી અહંતા આદર, લઘુતા સ્વ ભાનથી;
તજી દુરાગ્રહને જીવ, ગ્રાહી ગુણ ભાવશે;
નિવારી શત્રુતાનો ભાવ, મિત્રતા વસાવશે. ૬
અનાચાર તજીને જે નર, સુશીળ પંથે ચાલશે;
જન્મ સુધારીને તે જીવ, મુકતી પંથે મ્હાલશે;
તજી રાગ અને વળી દ્વેષ, સમભાવે ચાલશે;
કહે વીર રાખોને ધીર, મુકતપુરી મ્હાલશે. ૭



# કુલછાબ ૪ થી.

## નીતિના પદો.

### ૧ રાગ—બનઝારો.

સુણો અર્જ ભાઇ એક મારી, છે જનતાને હિતકારી—ટેક.
પુત્ર કલત્ર આડીવાડી, હોતાં સુખી સમજે સંસારી;
એ છે વાત કર્મ અધિકારી, છે જનતાને૦ ૧

થયો પુત્ર ન કદિ એક નારી, કરવી બીજી ત્રીજી શું નારી?
ગણો કેમ રીતી એ સારી, છે જનતા૦ ૨

છતાં પ્રાપ્તિ થઇ ન વિચારો, જેવા ભાવિ ભાવ ઉર ધારો;
વલખાં માર્યે ન સિદ્ધિ થનારી, છે જનતાને૦ ૩

હોયે પૈસા કુટુંબનો જોરો, પચાસ સાઠે નવી શું ખોળો?
બેસો શરમ નહિ પરવારી, છે જનતાને૦ ૪

શીઘ્ર અબળાનો ભવ બાળો, રહ્યો એકે વાળ ન કાળો;
તજો ભોગ લાલસા સારી, છે જનતાને૦ ૫

વિના પુત્રે ગતિ નહિ સારી, ભ્રમણા એ છે તદ્દન નઠારી;
શુભ કર્મે શાંન્તિ મળનારી, છે જનતાને૦ ૬

જીવ જનતા છોટી મોટી, જાત વૈકુંઠે થાત ન ખોટી;
જેથી શુભ્ર કર્મ સંગાથી, છે જનતાને૦ ૭

કદી નામ રાખવા ધારો, ઉપકારે દુખી દિલ ઠારો;
તો રહેશે નામના તમારી, છે જનતાને૦ ૮

છે નામ અમર જગ જેનાં, જગડુ ભામાશા એનાં;
વિક્રમ ને હરિશ્ચંદ્ર દાની, છે જનતાને૦ ૯

પુણ્યે નામ ગતિનો વાસો, ખોલી આંખ હૃદયની તપાસો;
રહો મનની મમતા મારી, છે જનતાને૦ ૧૦

કરો દાન પુણ્ય વિભુ-ભક્તિ, જેથી મળશે અવિચળ મુક્તિ;
કરો સંતોષે કૃતિ સારી, વીર વિનવે વારંવારી. ૧૧

## ૨ શાર્દુલ વિ૦ છંદ.

વાચો વા અભિમાનનો દુખદજો, ચીંતા અતી ચીતને;
ગોથાં એ ખવડાવશે વમળતો, ભુલ્યા નકી ભીતને;

કન્યા વીક્રય ઢોલ તો ગડગડે, સુણે ન કો સ્હેલથી;
ઉછાળો વર વિક્રયો સરજીયો, શેઠો ઘરે પેલથી. ૧

માગે છે વર બાપ રોક રકમો, સોદો પછી થાયજો;
લેવાણા નર ખાનદાનિ ખપરે, ઉંચા ચડી જોયજો;

ખાત્રી એ ચપલા તણી હૃદયમાં, પાકી હશે શેઠજી;
રે'શે કાયમ સાહ્યબી સમજને, તેની કરે વેઠજી. ૨

માળાના સરખા મણી સમજને, વર્તો ભલી ભાતથી;
શ્રીમંતો ન કરો ગુમાન મનમાં, ઉંચા ન હો નાતથી;

વેચાણો વરના ન હોય સમજો, બુદ્ધિ થકી વીચરો;
ચાળે એ નવલે ચડી નહિ તમો, ખાના ખરાબી કરો. ૩

માયા, ના બથમાં સમાય મુઠમાં, દાડઃ નકી દોહલાં;
કુહાડો પગ વાગશે તમ કર્યાં, તે દીન છે દોહલાં;

સ્થીતીનો પલટો સદાય સરજયો ખાટા મિઠા દીન તો;
ઢેફા ઉથલ કાયદો અટળજો, છે **વીર** નીર્માણ તો. ૪

## ૩ ભુજંગી છંદ.

સુધારો સ્થિતી વીધત્રાની વિચારી.
કરો જેમ શાન્તી રહે સુખકારી;

કરો વર્તનો તે ભણી ભાવ આણી,
વદો વાક્ય મીઠાં મધુ પ્રેમ આણી. ૧

ન લેખો કદી વૈંતરી એ તમારી,
ન લેખો કદી ચોરટી કે નઠારી;
ન લાચાર એ અન્ન વસ્ત્રે બનાવો,
બળે ચીત એવાં કુવેણો ન ગાઓ. ૨

કરી ખત્રાર કર્મે કટારી લગાવી,
ભરો મીઠ કાંહી તમો બાં ચડાવી;
કહી રાંડના શુકની માં ગણો કાં?
કરો દર્શને મોહું વાંકું અરે કાં? ૩

ગણો જોગમાયા રહે બ્રહ્મચર્યે,
સતી સાધવી છે ભલી આચરણ્યે;
ખરા શુકની એજ નારી ગણોને,
સુશીળે બની દેવિશક્તિ કહોને. ૪

ખજાના કિલ્લી આપિ વીશ્વાસ રાખો,
કરો કાર્ય તેને પુછી જાત દેખો;

રખો બાળ તેની નજીકે તમારાં,
ગળા શીર કામો કરાવો સુવાળાં. ૫
પછી આર્ય નારી તમો નીરખોને,
ન લેવી પડે તસ્દિ સુધારકોને;
ન દેવાં પડે થીગડાં લગ્ન બીજાં,
વદે વીર પામો તમો સુનતીજા. ૬

## ૪ ભુજંગી છંદ.

કુડાં તોલ રાખી કુડાં માપલાથી,
લખી લેખ જુઠાં ઠગીયા દગાથી;
કરી એકઠી એમ લક્ષ્મી વધારી,
ન દીધી સુમાર્ગે ખજીને વસાવી. ૧

ઘણા રાંક લુંટી ચણાવી હવેલી,
બગીચા બનાવી રચાવી સુવેલી;
રચી કાર ગાડી અને નાર આણી,
કરી વૈભવે વાસ સુદ્ધી ન આણી. ૨

સદા પાપ ભાગી બની શેઠ પેરી,
બની ચોર વીશ્વાસઘાતી નમેરી;
કરી દ્રષ્ટ નારી પરાઇ અભાગી,
સ્વછંદે ચડીયો થયો હીણુ ભાગી. ૩

સ્વભાવે વિનાશી ટકે કેમ તારી,
ચલી જાય છોડી તને એ ધુતારી;
પછી હાયવોય કશા કામની તો,
બની છે તમી **વીર** તારી કરીજો. ૪

## ૫ માલીની છંદ.

ચલત ચલત ચાલી, જીંદગાની દગાળી;
પળ પળ નર દેવે, છેહ કાયા નઠારી;
પ્રથમ દશક વીત્યો, બાળ ચેષ્ટા મહીં જ્યાં;
મનહર મળી આવી, વીશ વર્ષો થયાં ત્યાં. ૧

ચટક કર ચડી છે, કાંધ ત્રીશે યુવાની;
ધરમ ફરજ વીષે, ભાન ભુલ્યો ગુમાની;
મન ધન લલચાયો, ચાળીશેં શ્રી વરાની;
ઉલટ સુલટ કીધા, દામ કાજે દગાની. ૨

નર પરવરિયાં છે, પાંચ હાથે ભિચારા;
તન ખડભડ થાયે, મુખ ડાચાં અકારા;
શિર પર પળિ આવે, શ્વેત ચેત્યો ન ભાવી;
અધ ગઇ અવધીની, તો ન આશા સમાવી. ૩

નર તનુ ખર તુલ્યે, મુઢ મુર્ખે ગુમાવી;
વય છ દશક આવી, તે બુઢાપે ફસાવી;
અવસર નવ રૂઠી, ધાર વર્ષાંદ કેરી;
લણિ લણિ સંચ દાણો, કોણુ કોઠાર ભારી. ૪

કમી ન થઇ શિતેરે, લાલસા તોય ભાઇ;
થરથર થરરાટી, ચાલિ કાયાની માંહી;
જગપતિ ચિત ભૂલ્યો, ઘાવ લાગ્યા તથાપિ;
દશન પડી ગયાને, લાળ મૂખે પ્રસારી. ૫

વિષમ બહુ બુઢાપો, એશી મે વર્ષ આવ્યો;
હલન ચલન લેતાં, લાકડી તો ન ફાવ્યો;
પરહરિ નિંદ રાતે, ચેન નાહી જરાએ;
વિકળ દુખથી થાતો, શ્વાસ કંઠે રૂંધાયે. ૬

મરણુ તબ પુકારે, થાવ તૈયાર પ્રાણી;
નરક તમ સંભાળે, પાપ કર્મોનિ ખાણી;
શુભ અવસર ખોયો, કાચ સાટે મણીને;
વીર શરણ તમારો, તાર ટાણે અણીને. ૭

## ૬ દોહરા.

વખત પ્રથમ એ જીનનો, વર્તે મંગળ માળ;
આદ દેવ અરિહંત એ, રૂષભનાથ દયાળ. ૧
વીચરતા પૂર પાટણે, અપ્રતિબંધ વીહાર;
આવ્યા બાહુ બલિદેશમાં, કરતા ઉગ્ર વીહાર. ૨
તક્ષ શિલાપુર આંગણે, મનોરમ જે ઉદ્યાન;
પધાર્યા પ્રભુજી બાગમાં, રહ્યા ધરી શુભ ધ્યાન. ૩
ખબર થઇ બાહુ રાજને, હૈડે હર્ષ ન માય;
વખત થઇ ગયો સાંજનો, પ્રભુ વંદન ન જવાય. ૪
નીંદ ન લીધી રાતની, પ્રભુ દર્શનની ઉમેદ;
નગર શૃંગારને વળી, સેના સજાવી વેદ. ૫

સાજન માજન સામટા, અમીર ને ઉમરાવ;
સાદ પડાવ્યો ગામમાં, સૌ પ્રભુ દર્શન આવ. ૬

વીતિ રાત દિન ઉગીયો, સકળ તૈયાર થાય;
થઇ જનતા સહુ એકઠી, સૌ પ્રભુ દર્શન જાય. ૭

દીન ઉગે પ્રભુ વીચર્યા, બીન બોલ્યે વીહાર;
સુણતાં સોચે રાજવી, ધીક મુજ અવતાર. ૮

ભાગ્યહીણો હું માનવી. ન થયો કાંઇ વિચાર;
તનમલાટ અતિ આકરો, સોચે અપરંમપાર. ૯

વીલે મુખ સૌ આવિયા, પાછા નગર મેંઝાર;
કળકળિત સૌ પામિયા, દુઃખ હૃદય મોઝાર. ૧૦

હાલ પ્રવૃતિ એ ઉપનો, પ્રશ્ન એક ખચીત;
ઉત્તર આપજો શ્રાવકો સમજી હોય ઉચીત. ૧૧

ગાડી ઘોડા મોટરો, કોઇ રેલ પગપાળ;
આડે દીન કે પજોસણે, મચાવે છે ધમાલ. ૧૨

દર્શન કાજ મુસાફરી, જીવ દયા પ્રતિપાળ;
મરે ત્રસ થાવર જીવ જો, લાભથી હાનિ વિશાળ. ૧૩

વિર હો ગ્રાઝી દીનનો, વળી હુતા જગ નૂર;
સંસાર પક્ષના તાતજી, મીલન હર્ષ ભરપૂર. ૧૪

હુતા આપશ્રી રાજવી, સાધનના શણુગાર;
પ્રભુ પોતાને આંતરો, હશે ઘડી ત્રણુ ચાર. ૧૫

ધારત જો એ રાજવી, પોંચત પ્રભુનિ પાસ;
ધાર્યો વેપાર ખોટનો, એટલે મુકી આશ. ૧૬

ભાવ તેનો ને સંપદા, આપણી શિ વિસાત;
વળી ધર્મની લાગણી, છતાં રહ્યાં પછાત. ૧૭

વિચાર કરવા દાખલો, ધર્યો આપની પાસ;
**વીર** વીનંતી એટલી, કરશો વિચાર ખાસ. ૧૮

## ૭ શાર્દુલ વિ૦ છંદ.

માતા ઉત્તમ પોષણે શરિરની, એ તોલના કોઈ જો;
ચિંતા શોષણ દેહની સમજ જો, અગ્ની સમી હોય જો.
સ્રી હોયે તન તોષણે સરસ એ, શીળે સદા દીપતી;
વિદ્યા ભૂષણ કાય **વીર** સમજો, શૃંગારમાં કીમતી.

## ૮ વૈદરભી વનમાં વલવલે-એ રાગ.

સારૂં કદી ન બને તમ થકી, ભુંડું કરશો ન યાર;
સુકાયું દયા ઝરણુ તમ તણું, વ્હેતું અવર શીદ ટાળ. સારૂં. ૧

રાંકને કદાચ રાબડી, તરશ્યાને તેમ નીર;
નવસ્ત્રાને જો આપથી, ન દેવાયાં હીર ચીર. સારૂં. ૨

આપે કોઇ કદી હોંશથી, નહીં કેશો ન આપ;
ભુંડાઇ એવી ના કરો, લેશો માં કોઇ પાપ. સારૂં. ૩

માગણુ આવીયો આંગણે, હા ના કરવી તમ લાર,
લાત પાટું તેને મારવી, નહીં તમ એ અધીકાર. સારૂં. ૪

દાન દેવું કદી ના બને, ના હોય જો તમ ભાવ;
થાપણુ ધરમાદા નામની, ઓળવશો ન રતીપાવ. સારૂં. ૫

દરદ કદી દુખીયા તણાં, જખ્મે કર્યાં ન તલભાર;
હુશશો નહીં તે ઉપરે, નિર્લજ થઇ નરનાર. સારૂં. ૬

સહાય કરી ના સ્વ બાંધવે, છતી શક્તિ પૈઇભાર;
જોરે પૈસાને તેહના, ગળીજા ના ઘરબાર. સારૂં. ૭

રાંડી મુંડી નાત જાતની, ન લેવાણી સંભાળ;
ગરથ તેનું આપ ગોપવી, બનજે ન તેનો કાળ. સારૂં. ૮

આપી નહીં મદદ બાળને, વિદ્યાભ્યાસના કાજ;
અવર કોઈ નર આપતો, ન કરજે એ પર દાઝ. સારૂં. ૯

ભલાઇ ના થાયે તોલમાં, પાભાર વિશેષ અપાય;
ગળચવા શા માટે ગળે, આપવા બરાબર માંય. સારૂં. ૧૦

કદી જીભ મીઠી ના બને, છતાં કર કડવી કેમ ?
ગટર પાણી ઉલેચવે, વદે વીર સરે ન નેમ. સારૂં. ૧૧

## ૯ દોહરા.

મારગ સીધો મોક્ષનો, કીધો છે જીનરાય;
દાન શીળ તપ ભાવનો, ઉલેખ શાસ્ત્ર માંય. ૧

વર્તે પ્રવૃત્તિ આપણી, વર્તમાનની માંય;
કૃત્ય તપાસો હાલનાં, સોચોને મન માંય. ૨

દેશવટો દઇ દાનને, રોપ્યાં લુંટના રાજ;
શાહુ ચોરીને આદરી, સર્વે મુકી માજ. ૩

ગરીબ પરસેવા તણાં, રચ્યાં છે ઘરબાર;
કોર્યાં કાળજા ગરીબનાં, ધર્યા અંગ પરિવાર. ૪

મણી માણેકે લાહિયાં, જવાહિર નહીં પાર;
લોહી તરસ્યા માનવી, ધન ધાને ધિકાર. ૫

ગરીબ ટળવળે બાપડાં, અન્ન વિના અપાર;
લેશ ગરજ નહીં તેહની, સ્વકામે હુશીયાર. ૬

સરિતા વહેન મૂકિયા, શીળ ને સદાચાર;
અવજી જુઠ વધાવિયા, આચરે ન વિચાર. ૭

જુઠાં તોલ ને માપલાં, જુઠ બોલી લબાડ;
વેપારે વણુજે કરી, ધોળે દીવસ ધાડ. ૮

ધર્મે તણુખો લગાવિયો, વેવારે પણ એમ;
સેળ ભેળ કરી જુઠની, આપણી પુરત નેમ. ૯

અભરાઇએ ચડાવિયા, તપ મારગ દસ ખાસ;
પુટ ધંધો અવજી ધર્યો, વાળ્યું સત્યાનાસ. ૧૦

ગામ ઘર અને દેશમાં, નાત પરનાત તમામ;
પાડી પુટ વેર વેરિયાં, કરી નારદી કામ. ૧૧

ભાવના ભાવ ઉડી ગયો, વસ્યો જઇ આકાશ;
માથાકુટને નોતરી, શ્રધ્ધા નહીં અવકાશ. ૧૨

મારામારી આદરી, શબ્દ વાક્ય ના અર્થ;
આપ આપ મગજે કરે, ન સમજે કાંઇ ગર્થ. ૧૩

અશ્રદ્ધા કીધિ ધર્મમાં, ભષ્ટાચાર મતિભ્રમ;
સુખ કેવાં એ ભોગવે, ફરે થઇ ચીતભ્રમ. ૧૪

રસ્તા ભુલ્યા માનવી, દાન શીળ તપ ભાવ;
લુંટ, જુઠ, ફુટ, માથાકુટે, આપ બુડાડ્યા નાવ. ૧૫

વસવસો ઘણો વીરને, પ્રભુ તું દીન દયાળ;
સન્મતિ સુજાડ સર્વને, તુંજ તણાં અમ બાળ. ૧૬



# ફુલછાબ ૫ મી.



## દ્રષ્ટાંતિક પદો.

### ૧ ભુજંગી છંદ.

હતો શુદમાં ચંદ્રમા તેજકારી,
નભે વાસ અર્પે અમી સુખકારી;
ખરે કીરણો શાંત શાતા સજાવી,
રૂડો શોભતો રાતકાળી મિટાવી. ૧

હતો એ કળા સોળ ધારી શશીજો,
પુજે પ્રેમથી દેવ માની મનુજો;
હતો એ મહીમાં શુ દીનો મિલાપી,
રખે ભૂલતા પુણ્યશાળી તથાપી. ૨

દશા ઉલટી ને બદીમાં ફસાયો,
કળા હીણ તેજે વદીએ કરાયો;

થતી દીન દીને કળા ક્ષીણકારી,
પ્રસાર્યો જગે ગાઢ અંધાર ભારી. ૩

ગુમાવ્યું બદી સંગ સૂનૂર ભારી,
અકારી બનાવી વદી રાત કાળી;
ભલા માનવી નીરખો આંખ ખોલી,
ચમત્કાર જુઓ બદી હાથ તોળી. ૪

તજી નેકિ રાચ્યા બદીમાં મનુષ્યો,
ભુલ્યા ભાવી બેઠા ગુમાવી શુ શીળો;
નઠારી કરી જીંદગાની અકારી,
વધારી લીધી જન્મ-મૃત્યુની ફેરી. ૫

ન આણી દયા જીવ દુખી થતાની,
ચલાવી કટારી ગરીબો ગળાની;
કથે **વીર** ખાશો કમાણી તમારી,
હઠો પાપથી પુન્ય કામો વધારી. ૬

## ૨ શાર્દુલ વિ૦ છંદ.

ના'ણો શ્વાસ તણી પ્રતીત જરીએ, ઓચીંત દેશે દગો;
આવ્યો આંગણુ [1]બીંદ કેમ ફરશે? લ્યે [2]બીંદડી એ સગો;

---

૧ બીંદ=વરરાજા. ૨ બીંદડી=કન્યા.

આવ્યો કાળ નહીં ખમે ટગમગે, તારાં સગા સાગવા;
સર્પે ઉંદરને લીધો ઝડપથી, દેશે નહીં ભાગવા. ૧

બાજો તેતરને ગ્રહે નજરથી, જુકતી બગો મચ્છની;
સીંહોથી હરણો શકે ન સરકી, એવી ગતી જીવની;
આવી કાળ અચીંતનો ઝડપશે, રેશે બધી મનમાં;
બાજી વીર સુધારી લો ધરમથી, શાણા પૂરો સાનમાં. ૨

## ૩ મનહર છંદ.

આકરી ભાવના વાળા; તપીયાને જપી સાંયા;
પૂળ ઇચ્છી ગાત્રો ગાળ્યાં, નીયાણે ભમાવીયાં;
ધારો કરણીના વંધ્યા, ઇચ્છી ન ગુમાવ ભાયા;
સંતો સાધૂ ને સંન્યાસી, નીયાણે ભમાવીયાં;

વાવે ના જો કોઇ શાણા, જાર ઘઉં બાજરિયા;
કડબા કાજ એ મોલો, સ્વભાવે કડબિયા;
સૂખ સંપત્તિ સ્વભાવે, વસી શુભ કરણિઆ;
રાખો વીર ધ્યેય મુક્તિ, તજીને જંજાળ આ. ૧

## ૪ શાર્દુલ વિ૦ છંદ.

કાળુ કાજળ શ્વેત કેમ બનશે? ના ખારમાં મોલજો;
કાઢયું ના સુણ્યું તેલ રેતિ પિલતાં, ના લીંબ મીઠાશજો;

કો કાળે બગલા ન હંસ નિપજે, ના ગર્દભી ગાયજો;
ચુકતી વીર કરો હજાર ન તજે, દુષ્ટોજ દુર્વાસજો. ૧

વાણી કોયલ કાગના સમપણે, કયાં આંબ એરંડજો;
હોડી કાગળની તરે ન જળને, ના કોયલા શ્વેતજો;

ભાવે સૌ રમતા સ્વભાવ નિજને, મૂકે ન સ્વભાવજો;
ચુકતી વીર કરો હજાર ન તજે, દુષ્ટોજ દુર્વાસજો. ૨

## ૫ દોહરા.

જે સારૂ વસ્તુ લીધી, વ્યય તેનો ના સોચ;
જે તેનો સંગ્રહ કરે, બિગડે થાયે સોચ. ૧

ઘીનો દેખો દાખલો, ખાધે સદ્‌વ્યય થાય;
સંઘરે વાસજ મારતું, વખતે વિષમય થાય. ૨

કપડાં કીધાં પ્હેરવા, ઘાલિ મુકયાં કબાટ;
ઉધેઇ જેવાં જંતુએ, દીધાં કરી ચપાટ. ૩

મકાન વસવાને કર્યાં, કર્યો ન તેમાં વાસ;
ધૂળ ઘાણી પડી આખડી, થાય ભુતનાં વાસ. ૪

ઘોડો લીધો ખેલવા, બાંધ્યો રહે મુકામ;
બને હઠીલો ખોટીલો, ગાંઠે નહીં લગામ. ૫

અંગ ઉહારિઠ સાંપડયું, કરમ કાપવા માન;
મુક્તિ મારગ સાધવા, લાવો મનમાં ભાન. ૬

સન્માર્ગે ખચ્યું નહીં, નહિ વણસતાં વાર;
અછોં અછો બહુયે કર્યું, પણ ઉતાર્યો નહિપાર. ૭

જપ તપ ને ક્રીયા વળી, ધરો શુધ્ધ સતધ્યાન;
તો વીરજ લેખે થશે, સુણતાં પ્રભુ–વખાણ. ૮

## ૬ ભુજંગી છંદ.

અશુચી ભરી વીર આખા શરીરે,
કહો કેમ પાણી થકી થાય દુરે;
રહ્યાં ચીપડા આંખ માંહી અતિશે,
રહ્યો મેલ કાને મુખે શુંક દીસે. ૧

રહ્યાં નાક શેડા પશીનો શરીરે,
ભરી મુત્રની ખાણ માંસ રૂધીરે;
પરૂ પાસ ને હાડ દુર્ગંધકારી,
ભલા કેમ પાણીથિ જાશે નિવારી. ૨

કહો તેમ તો પારખો ખાસ આંહી,
ઘડા સો નિરે માં પંખાળી સપ્રાઇ;

શું કો કોઇ માથે ભલાં લાત ખાશો,
થઇ ક્યાં શુચિ અંતરે એ તપાસો. ૩

છતાં નાવણે પુન્ય ભાવો પ્રકાશો,
રહો પુન્ય મુબારકો એહ પાસે ?
દિસે અંધ શ્રદ્ધાની રૂડી નકી એ,
જશે બ્હારનો મેલ વારી થકી એ. ૪

કરો સ્નાન સૌ અંતરે બુદ્ધ ધારી,
બનાવો નદી શુદ્ધ ચારીત્ર્યકારી;
કિનારા શુ શીળો તણાં આદરોને,
રચો નીર ભારી તપો આચરીને. ૫

ચલાવો પ્રવાહો વ્રતો નીમ ધારી,
ભલી આત્મ નાવો અતી લાભકારી;
ત્રુટે દુષ્ટ એ જન્મ મૃત્યુની ફાંસી,
કહે **વીર** સ્નેહે બનો ગુણ રાશી. ૬

## ૭ ભુજંગી છંદ.

કરે જીવ કર્મો કુડાં પાપકારી,
કહો વાંક કાયા તણો લ્યો શું ધારી ?

છેતાં કી પ્રજાળો તપોથી તપાવી,
કરો ગાત્ર ખાલી શરીરો ગળાવી. ૧

સમાધાન એ પ્રશ્નનું દાખલાથી,
જુઓને વિચારી તમારા ચિત્તેથી;
રહી છાશ ઘીમાં નિવારો કશાથી,
તવીમાં મુકી ઘૃત પીડા પછીથી. ૨

ચડાવી અંગારે કડાઇ પ્રજાળો,
કડાઇ તણો વાંક તેમાં ન ભાળો;
થયો ન્યાય એ દાખલે ન્યાયકારી,
અનાદી રહ્યાં નીયમો લાભકારી. ૩

તપાવી તવી છાશ નીવારવાને,
પ્રજાળી તનો પાપ મીટાવવાને;
ઠસાવો ખરી વાત એ શુદ્ધ ચિત્તે,
સમાધાન એ માનજો શાસ્ત્ર રીતે. ૪

તવી કાય ધારો ગણો ઘૃત જીવો,
ધરો પાપ તે છાશ અગ્નીથી બાળો;
રહ્યો જીવ પાપે ખરડયો અનાદી,
રહ્યાં જેમ ઘી છાશ મસ્કાની માડી. ૫

બને આત્મ નિષ્પાપિ સાચો સુભાગી,
તપોથી તપાવે શરીરી સુભાગી;
સખા દેહ દુખો મહા અર્થકારી,
વદે વીર ધારો ઘણી લાભકારી. ૬

## ૮ કવ્વાલી.

દયાનાં આદરો કામો, જરાએ વક્ષ ખોશો માં;
કદી આવે જો સંકષ્ટો તો, પાછું વાળી જોશો માં. દયાનાં. ૧

દેહ સૂનો દયા વિના, સરીતા નીરના વિના;
બગીચો વૃક્ષના વિના, ઝાંઝવા જળથી મોશો માં. દયાનાં. ૨

પુલો સુગંધના વિના, અશ્વ જેમ પાણીના વિના;
વૃક્ષ વળી છાંયડા વિના, કાજળે કર્મ ધોશો માં. દયાનાં. ૩

વૃથા ભવ ધર્મ વીનાનો, ન્યાય શું નીતિ વીનાનો;
સખા વીર સમજી અંતરથી, પાપનાં બીજ બોશો માં. દયાનાં. ૪

## ૯ શાર્દુલ વિ૦ છંદ.

ના થાયે પ્રભુ ભક્તિની રૂચિ જરી, તો હીણુ ભાગી ખરા;
ના ભાવે કદી આત્મજ્ઞાન શુભજો, તો દૈવ રૂઠયું વીરા;
વર્ષો નીર થકી હસે જગત ત્યાં, સુતોજ વાસો રડે;
માને ઉલુક રાતને સુખદ તો, અંધો રવીથી લડે. ૧

ચાંદીની નહિ ચંદ્રમાની ગમતી, લુચ્ચા નરો ચોરને;
હૈડે હેત ન હોય માલિક તણું, તે ઓખરી ઢોરને;
વેશ્યાને ન ગમે સતી કથન કે, સાચો ન વેવાર જો;
ભર્યો છે જ્વર આકરો બદનમાં, ઘીથી સનેપાત જો. ૨

હોયે જે જનને સ્વ આંખ કમળો, ધોળું પિળું દેખતો;
દોષો પ્રકૃતિનાં બધા સમજી લ્યો, વસ્તુ નહીં દોષતો;
આવે ઉદય પુન્ય કોઇ જનના, હોંશે કરે ભક્તિ જો;
લેખે તે નર દેહ **વીર** ગણજો, આત્મા ફળે શક્તિ જો. ૩

## ૧૦ કવાલી.

કમાણી પુર્વની સારી, ખરે છે મોક્ષ દેનારી;
મુશીબતથી જે મળનારી, અરે નર દેહ સુખકારી.
કમાણી૦ ૧

ગુમાવે શીદ પ્રાણી એ, ગયો અવસર નહીં આવે;
મણીને કાંકરો ગણીને, ફેંકતા પૂર્ણ પસ્તાશે.
કમાણી૦ ૨

સમો છે હાલ તરવાનો, સુકર્મે પાર ઉતરવાનો;
ભલાં કરી કામ સંસારે, પુણ્ય-ભંડાર ભરવાનો.
કમાણી૦ ૩

ભટકતાં અંધને આવી, નજીકમાં ગામની બારી;
મહા પરીયાટણે પામ્યો, નડી પણ ખરજ ત્યાં ભારી.
કમાણી૦ ૪

રહ્યો ખણુવા ખરજ ત્યાં તો, તજી કીલ્લાની કિનારી;
પડયો જઇ લાંબી ફેરીમાં, ગુમાવી ગામની બારી.
કમાણી૦ ૫

કદી વૈભવ વિષય માંહી, મૂર્ખ જો નર તનુ ખોઇ;
થશે હાલત બૂરી તારી, અરે ભવચક્રમાં ભમતી.
કમાણી૦ ૬

ખરજ છે વિષય વિકારી, લત્ત જો એહની લાગી;
ફરે ફેરા તું ચોરાશી, વીર જોને હૃદય જાગી.
કમાણી૦ ૭

## ૧૧ કવાલી.

કરો વ્યય જ્ઞાનનો સારો, લગાવો ધ્યાનના તારો;
રમો રમણે આત્મજ્ઞાને, જગાવો હૃદયના તારો. કરો૦ ૧

ન ખરચો જ્ઞાનને માને, ન થાયે સ્હાય એ તમને;
હોય તલવાર જેમ મ્યાને, નકામી આત્મરક્ષાને. કરો૦ ૨

હોય જો ખુશી સમશેરો, ભગાડે શત્રુ એ ચારો;
માન તજી જ્ઞાનને ફેળો, છે શુભ ધ્યાને વીચારો. કરો૦ ૩

કરમ એ હઠવશે પાછા, અભિમાન પાડશે હેઠા;
નિવારી વાદ ભય રહોના, વૃથા વિવાદમાં પેઠા. કરો૦ ૪

બાદિનો મુળ રોગ તને, વ્યથા થાયે બધા શરીરે;
કહે **વીર** વાદી થાવાથી, ખુવારી થાય સમકીતે. કરો૦ ૫

## ૧૨ દોહરા.

આશા નામ સરિતા વહે, આ સંસારની માંય;
વિધવિધ મનોરથો રૂપી, વારિ ભર્યું છે ત્યાંય. ૧

તૃષ્ણા તરંગો ઉછળે, મગર મચ્છો છે રાગ;
સંકલ્પ વિકલ્પના ઉડે, પક્ષી કાંવા કાગ. ૨

ચિંતા કિનારા આકરા, વમળો મોટા મોહ;
દુષ્કળ એ તરવી નદી, વીચારી મન જોહ. ૩

કોઇક વીરલા નીકળે, આશા નદીની બાર;
ધન્ય તેહને જાણવા, રાખી **વીર** નિજકાર. ૪



# ફુલછાબ ૬ ઠી



## * ભાવના *

૧ બાંધવજી સંદેશો કેજો—એ રાગ.

એવો અણમૂલ અવસર કયારે આવશે?
ત્યાગી બની શકું પરિગ્રહ બાહ્યાંતરજો;
મુર્છા રહેશે અલ્પ મારી વ્યવહારમાં,
ઉપ શમાવું ષડ્ રીપુના વિકાર જો. એવો. ૧

જ્ઞાન ક્ષમા ને સત્ય દયાના મારગે,
બ્રહ્મચર્ય સંયમથી બની ગુણવાન જો;
તીર્થ ચારની સેવા કરૂં એ ભાવના,
કરૂં આરાધના પરમાર્થ માર્ગની જો. એવો. ૨

સુધારૂં શ્રેણી વિચારની એ આશ છે,
પાળું અંતરથી નીતિ ન્યાય વિવેક જો;

કરૂં હું દર્દી દુખી વયાવચ્ચ ભાવથી,
શાન્તી અર્પું અનાથ અપંગ જીવ જો. એવો. ૩

ભોગ દઇ ધન વખત શક્તિ કાયનો,
અધર્મિને ધાર્મિક બનાવું શુદ્ધ જો;
વળી શ્રદ્ધાળુ પુણ્યવાન સહુએ બને,
શાસ્ત્ર શ્રવણે સુધરૂં એ મન હામ જો. એવો. ૪

વોસરાવી સહુ દોષો ધરૂં સદ્ગુણને,
પાલન કરૂં હું શ્રાવકના આચાર જો;
બળ વીર્ય સ્ફુરણો કરી સમ્યક્ પાલને,
ધર્મ દેશ ને જ્ઞાતિ કુટુંબની સેવ જો. એવો. ૫

ધન્ય દિવસ એ સુયોગ એવો સાંપડે,
અંતર આશ તથાપી કર્માધીન જો;
મળે ત્યાં સુધી તલપી રહેશે ભાવના,
ફળશે દૃઢ નિશ્ચયથી એક દીન વીરજો. એવો. ૬

શીઘ્ર મળો આરાધું એ મુનિ માર્ગને,
તૃણવત્ લેખું સર્વ પરીગ્રહ પૂર્ણ જો;
નારી નિરખ્યે પામું જરી નહીં મોહને,
આત્મ વિર્ય રક્ષી કરૂં કર્મો ક્ષીણ જો. એવો. ૭

ધ્યાન સમાધી ક્રીયા યોગની સર્વદા,
ચીતવૃત્તિનો લય એ અંત સ્વભાવ જો;
મળે ત્યાં સુધી લાગી રહેશે ભાવના,
ફળશે દ્રઢ નિશ્ચયથી એક દિન વીરજો. એવો. ૮

સુઅવસર સમાધી મર્ણનો સાંપડે,
અંતે વોસરૂં આહાર ઉપધી કાય જો;
શલ્ય છોડને ખમાવી સર્વે જીવને,
પાપ અઢારા વોસરાવું એ સાર જો. એવો. ૯

ત્યાગી મમતા ચાર શર્ણે લય લાગશે,
છુટે આત્મ સંથારે પંડીત મર્ણ જો;
મળે ત્યાં સુધી લાગી રહેશે ભાવના,
દ્રઢ નિશ્ચયથી ફળશે એક દિન વીર જો. એવો. ૧૦



# ફુલછાબ ૭ મી

—

## પરચુરણ પદો.

**૧ રાગ દેશ.** (મારી નાડ તમારે હાથે–એ દેશી.)

સારી વાત તમારે કાજે, જીવ બચાવજો રે;
વ્હાલો પોતાનો જીવ, તેવો અન્ય પ્રમાણજો રે. –ટેક.
જીવાજીવ એ ભેદ સજી તું, કર રક્ષા છકાય સમજી તું;
થાવર શું ત્રસે તું, વ્હાલ વસાવજો રે. સારી૦ ૧

અહિંસકો શ્રાવક તે સાચા, બાર વ્રતો પાળે મન વાચા;
વલભ થયાં ન કાચા, દિલડું ખોલજો રે. સારી૦ ૨

દયા વગરનો ધર્મ અકારો, વાણી વ્યર્થ સત્ય વિના ધારો;
વિના પરોપકારો, ભવ ફોગટ ધારજો રે. સારી૦ ૩
**વીર** વિશ્વમાં પ્રેમ વધારો, ભાઇચારે સુગત પધારો;
સાજ સજાવો સારો, કુસંગ ટાળજો રે. સારી૦ ૪

**૨ દુધે તે ભરી રે તલાવડી-એ રાગ.** (ગીતનો છે)

દુખે તે ભરીયો સંસારીયો, જીવડે કીધી યાર;
નર તનું પામી હારીઓ, કીધી ન કર્મે પાળ. દુખે૦ ૧

કડવા તે લીંઓ માનવ કોળીયા, રસકસ વીના ખ્વાર;
સમતા ન કીધી શુદ્ધ જીવડે, મમતે મુંઝાણો ગેમાર. દુખે૦ ૨

અવગુણો દીઠા માનવ પારકા, આપવિતી જોઇરે જાય;
પરગુણો લીઓ માનવ પ્રાણીયા, થઇ જશો બેડા પારઃ દુખે૦ ૩

### ૩ સુરજ ઉગ્યો રે કેવડીયાની ફણશે કે—એ રાગ. (ગીતનો)

બંધન તુટયાંરે વીતરાગી વચને કે વેણુલાં ભલાં લાધ્યારે;
અંતર જાગ્યુંરે ઉઠયા આત્મના નાદ કે વેણુલાં૦ બંધન. ૧
તાર છૂટયા રે જ્ઞાન દેવનાં હૈડે કે, વેણુલાં૦
ભ્રમ ભાંગ્યા રે જ્ઞાની ગુરૂ દેવે કે, વેણુલાં૦ બંધન. ૨
મટી મટી રે અજ્ઞાન ને આંધી કે, વેણુલાં૦
થાજો થાજો રે અંનાથુનાં નાથ કે, વેણુલાં૦ બંધન. ૩
જુઠી જુઠી રે સંસારીયાની પ્રીત કે, વેણુલાં૦
લેજો લેજો રે વીર જીનનાં નામ કે, વેણુલાં૦ બંધન. ૪

### ૪ ગાગર ઉપર બેઠો લીલો હંસ રે—એ રાગ. (ગીતનો)

પૂન્ય ઉદય પામ્યો માનવ ભવ રે, આ ભવ શેમાં વીતાવશો રે;
કહો જીવરાયા શ્યા કરશો કામ રે? આ શ્યા ઉદેશે રેવણાં રે;
દાનાદીના ભાવો અમારાં કામ રે, આ મુક્તિ આશે રેવણાં રે;
કહો જીવરાયાં કેમ લેશો મુક્તિ પંથ રે? આ કેમ કરી પાર ઉતરશોરે;
ધર્મ પાલને લેશું રે મુક્તિ પંથ રે, આ શ્રદ્ધાએ પાર પામશું રે.

### ૫ પેલું તે મંગળ વરતીયું—એ રાગ. (ગીતનો)

પેલો તે ધરમ વખાણીયે, સખા શાસ્ત્રે દીધી છે શાખ;
દાન દીધાં જેણે સુપાત્રે ભાવે, ધન્ય તેનો અવતાર. ૧

બીજો તે ધરમ વખાણીયે, સખા શાસ્ત્રે દીધી છે શાખ;
શીળ પાળ્યાં જેણે નવ વાડે ભાવે, ધન્ય તેનો અવતાર. ૨
ત્રીજો તે ધરમ વખાણીયે, સખા શાસ્ત્રે દીધી છે શાખ;
તપે તાવી જેણે કાયા કંપાવી, ધન્ય તેનો અવતાર. ૩
ચોથો તે ધરમ વખાણીયે, સખા શાસ્ત્રે દીધી છે શાખ;
ભાવે ભાવી જેણે રૂડી ભાવના, ધન્ય તેનો અવતાર. ૪

## ૬ રાગ–ભોજા ભગતના ચાબખાનો.

ગાજતે વાજતે ચાલ્યું હીંદવાણું, જરા ન મળે રીતભાતે ઠેકાણું–ટેક.
સુધારા ધરમાં ઘાલીને ખોટા, જગમાં ગણાયા છે મોટા;
પાટલુન કોટ ટોપી ને હાથે છે લાકડી, જીભે ચલાવે વાણીના સોટા.
ગાજતે૦ ૧
અંધા છતી આંખે ચડાવે ચશ્મા, સિગારેટના કાઢે ગોટા;
મુછને કાઢીને બન્યા છે બેકારી, બરકતે આવ્યા છે ટોટા.
ગાજતે૦ ૨
આપ સુખી માને સર્વે સુખી, ગરીબના ફોડે પોટા;
પરદેશી વસ્ત્રે ફુલ ફટાકીયા, લીંબુ સોડાના બોટા.
ગાજતે૦ ૩
હીંદ માતા ખોળે કપાય છે ગાયું, વીચારે નહીં ભોટા;
સોનું રૂપું દરીયા પાર વસ્યું છે, હાથે ફેરવે નોટા.
ગાજતે૦ ૪

પ્યારી કરી વસ્તુ પરદેશની, વ્યસને ચ્યા કાશીના જોટા;
દેશના ઉદ્યોગને ફફનાવીયો, ખોયા ગરીબના રોટા.
ગાજતે૦ ૫

બેડી પેરી પરતંત્રતાની હાથે, તજી આર્યતા વાળ્યા ગોટા;
રઝળે નોકરી માટે બનીને બીચારા, શેઠ ઘરના ભાંગે છે ઓટા.
ગાજતે૦ ૬

રેસ સમજે નહીં ધર્મનો જરા, શંકાએ વાળે ગોટા;
**વીર** કહે બચાવો આ પ્રપંચથી, જગદીશ છો મોટા.
ગાજતે૦ ૭

## ૭ દોહરા.

દેનાર ગાળોના તમે, આપો ભલે અનેક;
સમર્થ નથી અમો અરે, પાછી દેવા એક. ૧

શીલિક નથી અમ ગાંઠમાં, એહુનો છે અભાવ;
ઘોડો નિર્જના શીંગડાં, આપે કયાંથી લાવ. ૨

જે વસ્તુ નહીં હાજરી, નમળે એ નિશ્ચે;
કુદરતનો એહ કાયદો, વીર અવીચળ એય. ૩

## ૮ શાર્દુલ વિ. છંદ.

માતાથી અધિકો કરે ગુણ તને, નીંદા કરે તાહરી
ધોવે મેલ કઠોર નીંદક થઇ, સેવા કરે આકરી;

ઉડાવે ચંડકી ચઢી ફિરથી, મનાય જે આપણી;
સેવે નીંદક જીભથી વિર ખરે, પ્રેમી કહો એ ભણી. ૧

## ૯ દોહરા.

દોષ માન્યો ન રાવણે, સિતા હરણની માંય;
અસંભવ ગણ્યો ન રામજી, હેમ હરણની કાય. ૧

અનર્થ ન સુજ્યો જુગટે, યુધિષ્ટર નળ રાય;
વિપત્તી કાળ નજીક તો, વિર બુદ્ધિ ઉલટ થાય. ૨

## ૧૦ દોહરા.

વિદ્યા નીચ જનો તણી, વાદ વિવાદે હોય;
એમ જાણ ધન એહનો, મદ કરવાને સ્હોય. ૧

પદવી એમજ એહની, રંક પર કરવા રોફ;
અનર્થે વ્યયજ તેહનો, ન ધરે ઈશ્વર ખોફ. ૨

વિદ્યા ઉત્તમ પુરૂષની, જ્ઞાન પ્રચાર કામ;
દાન અર્થે વપરાય છે, એમજ એહના દામ. ૩

પદવી એહની જાણજો, ગરીબ સેવા કાજ;
અર્થે ઉપયોગ એ કરે, વિર સજવા સુપંથ સાજ. ૪

## ઇતિ સુવાસિત ફુલડાં

# અમારા તરફથી બહાર પડેલ

# પુસ્તકો.



મણકો ૧ લો. સોનેરી ખજાનો.
,, ૨ જો. સફળ ઘડી.
,, ૩ જો. છકાયના બોલ.
,, ૪ થો. શ્રી જિનેન્દ્ર પંચ્ય કલ્યાણીક.
,, ૫ મો. સાસરે વિદાય થતી પૂત્રીને સોનેરી શીખામણ.
,, ૬ ઠો. અણમોલ મોતી યાને સામાયિક સૂત્ર.
,, ૭ મો. રસકુંપીકા.
,, ૮ મો. (આ) સુવાસિત-ફુલડાં.

સિવાય:- ગુણવંતગૌરી, ચંપકબાળા, વીર તરંગાવળી અને સાલ મુબારક.

નોટ:- જેમ જેમ પુસ્તકો અમારા તરફથી બહાર પડે છે તેમ તેમ તે વખતે વેંચાણી કરી નાખવામાં આવે છે; એટલે અમારી પાસે સીલિક રહેતી નથી.

**વીરચંદ લાલચંદ શાહ**